# મ્યુનીસીપાલીટીઓ અને લોકલબોર્ડો

૬૭૦૨૯

યાને

# સ્થાનિક સ્વરાજ્ય.

**મહેરબાન પ્રમુખ સાહેબ, સદગૃહસ્થો અને સુજ્ઞબંધુઓ.**

ત્રીસમી રાષ્ટ્રિય પરિષદે સ્વરાજ્ય સંબંધી જે ઠરાવ પસાર કરેલ તે મુજબ લોક જાગૃતિ અને લોક શિક્ષણને માટે અહિંની "ગુજરાત સભા" એ જે વ્યાખ્યાનમાળા ગોઠવેલી તે વ્યાખ્યાનમાળાનું આ ત્રીજું વ્યાખ્યાન છે.

પેહેલું વ્યાખ્યાન "હિંદનું રાજ્યતંત્ર." મારા મિત્ર રા. રા. ગોરડીઆએ તથા બીજું વ્યાખ્યાન "ગામ પંચાયત" વિષેનું મારા મિત્ર રા. રા. હીરાલાલ પારેખે અત્રે આપેલ તે આપ સર્વેએ સાંભળેલ હશે, અગર વાંચેલ હશે. તે ઉપરથી આપ સર્વેને આપણા રાજ્યકર્તાઓ આપણા ઉપર કેવી રીતે રાજ્ય કરે છે તેનો સહેજ ખ્યાલ આવ્યો હશે, અને તે રાજ્યવહીવટની અંદર પ્રજાનો હિસ્સો કેટલો છે તે પણ આપના જાણવામાં આવેલ હશે. ગામડાઓમાં પંચાયત વહીવટ કેવો હતો અને હાલ કેવી સ્થિતિમાં છે તેના સંબંધી રા. રા. હીરાલાલભાઇના વ્યાખ્યાનથી જાણવામાં આવેલ હશે. ગામડાઓના લોકોનું જ્ઞાન વધે અને રાજ્યકાર્યની અંદર તેઓ વધારે ભાગ લેતા થાય તે કારણસર ગામ પંચાયત ફરીથી ચાલુ કરવાની જરૂર છે. તે પંચાયતો તાજી કરવાથી ગામડાઓના લોકોની સ્થિતિ હાલ જે પ્રકારની છે તેમાં ઘણો ફેરફાર થશે, અને નજીવી બાબતો માટે જીલ્લા તથા તાલુકા કચેરીઓમાં જઇ જે હાડમારી તેમને ભોગવવી પડે છે, તેમાંથી તેઓ ઘણે દરજ્જે મુક્ત થવા પામશે. આ ગામડાઓની પંચાયત તાજી કરવાના પ્રશ્ન સબંધી કંઇ બે મત નથી. નામદાર સરકાર તથા પ્રજા તેની જરૂરીઆત સ્વીકારે છે. અને કેટલીએક પ્રાંતિક સરકારે તેના સંબંધના કાયદા પણ ઘડયા છે. આ ગામડાઓની પંચાયતો નક્કી થાય તોપછી તાલુકા તથા જીલ્લા બોર્ડોના બંધારણમાં પ્રજાકીય તત્વ–આત્મભોગ–self-sacrificing–આપનારૂં,

નીડર અને સ્વતંત્ર-દાખલ થવા પામે, અને તેથી તે બોર્ડો હાલ જે અધિકારીના તાબાનાં થઇ પડયાં છે, તેમાંથી મુક્ત થઇ પ્રજાકીય હિત વધારે જાળવનારાં થાય, અને તેથી લોક સુખાકારી, કેળવણી વિગેરે દરેક પ્રકારના વહીવટમાં આગળ પડતો ભાગ લેઇ તે ખાતાંની આર્થિક સ્થિતિ સુધારી લોકહિત થાય, તેમ કરવા પ્રયાસ થાય. અને લોકમત પણ મજબુત થવાથી લોકોના જે સભાસદો તેની અંદર ભાગ લે તેઓ પણ લોકમત તરફ પુરતું ધ્યાન આપે. મારા કહેવાનો ભાવાર્થ એ છે જે સ્થાનિક સ્વરાજ્યનું પ્રથમ પગથીયું " ગામ પંચાયત " છે તે બરોબર ગોઠવાય અને તેના સંબંધમાં કાયદા ઘડી તેનું બંધારણ નક્કી કરવામાં આવે તો જીલ્લા અને તાલુકા લોકલ બોર્ડો જેના લોકોથી ચુંટાયલા સભાસદો ઘણાખરા ગામડામાંથી આવે છે તે ઘણી સારીરીતે ચાલે અને સરકાર તથા પ્રજા બન્નેનું હિત જળવાય. આવી રીતે ગામ પંચાયતની જરૂરીઆતના સંબંધમાં ઉપર જણાવેલ વ્યાખ્યાનમાં પુરતી વિગતો આપેલ છે એટલે તે સબંધમાં વિશેષ નહિ બોલતાં " લોકલ બોર્ડ તથા મ્યુનીસીપાલીટીઓ " જે વિષય ઉપર મારે બોલવાનું છે, તે વિષય ઉપર હું બોલીશ; પણ ગામ પંચાયત અને તાલુકા તથા જીલ્લા લોકલ બોર્ડને ઉપર જણાવ્યું તેમ ઘણો નિકટ સંબંધ હોવાથી મારે આ વ્યાખ્યાનની શરૂઆતમાં આટલો ઇસારો કરવાની જરૂર હતી

આજકાલ સ્વરાજ્ય મેળવવા માટે આખા હિંદુસ્તાનમાં લોકમતને કેળવવા દરેક ઇલાકા, જીલ્લા અને તાલુકામાં પ્રયાસ થઇ રહ્યા છે. તે સ્વરાજ્ય મેળવવાના હેતુથી પ્રથમ સ્થાનિક સ્વરાજ્ય જે આપણને આપણી માયાળુ સરકાર તરફથી આપણા હક્ક તરીકે આપવામાં આવેલ છે તે સ્થાનિક સ્વરાજ્ય ખરી રીતનું આપણને મળે તે માટે તે સ્થાનિક સ્વરાજ્ય કેવું હોવું જોઇએ, હાલ કેવી સ્થિતિમાં છે અને પ્રથમ કેવી સ્થિતિમાં હતું તે સર્વનો વિચાર કરીશું તો આપણે શું શું કરવું જરૂરનું છે તે તુરત જણાઇ આવશે.

સ્વરાજ્ય ( સ્વતંત્રતા ) મેળવવાની દરેક મનુષ્યને ઇચ્છા થાય અને તે મેળવવા દરેક મનુષ્ય પ્રયાસ કરે એ સ્વાભાવિક છે. સ્વતંત્રતા ભોગવતી દરેક પ્રજા પોતાના હકો જાળવી રાખવાને હંમેશાં સાવચેત અને ખંતીલી હોય છે. પોતાના ( આખા ) દેશનું કલ્યાણ ઇચ્છનાર સ્વદેશાભિમાની મનુષ્ય પોતાના ગામનું તથા તેના તાલુકા જીલ્લા વિગેરેના વહીવટ સંબંધી દરકારી હોય, એટલુંજ નહિ પણ તેવા ગામ, શેહેર, તાલુકા અને જીલ્લાની કેળવણી, સુખાકારી વિગેરેની વૃદ્ધિ માટે પ્રયાસ કરે એ સ્વાભા-

વિક છે. આપણા હિંદનું રાજ્યતંત્ર નામદાર શહેનશાહ તરફથી સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડીઆ મારફતે ચાલે છે, તેમાં પ્રજાકીય તત્વ નથી, એ સર્વના જાણમાં છે. સ્વરાજ્ય મળે અને તે મેળવવા આપણે ભાગ્યશાળી થઇએ તે ઇરાદાથી આપણને સ્થાનિક સ્વરાજ્યનો હક પ્રથમના અધિકારીઓએ દીર્ઘદ્રષ્ટી વાપરી આપેલો, તે સ્થાનિક સ્વરાજ્ય ઉંચ પંક્તિએ લાવવા જુદા જુદા સ્થળના બાહોશ, નીડર અને જાહેર જુસ્સાવાળા પુરૂષોએ સતત્ પ્રયાસ કરવો જોઇએ અને પ્રજામતને ઉંચી સ્થિતિએ પહોંચાડવા લોકમત કેળવવો જોઈએ. આપણા મુંબઇ ઇલાકામાં તેવું સ્થાનિક સ્વરાજ્ય મેળવવા આપણા નામાંકિત સ્વદેશાભિમાની નિડર નાગરિક મરહુમ સર ફીરોજશાહ મેહેરવાનજી મેહેતાએ ઘણા પ્રયાસો કરેલા છે અને મુંબાઈની મ્યુનીસીપાલ કોરપોરેશનનો સને–૧૮૮૮નો કાયદો જે સ્થિતિમાં ઘડવામાં આવેલો અને તેમાં જે પ્રજાનું હિત જાળવવામાં આવ્યું છે, તેના માટે મુંબાઇની પ્રજા તેમનેજ આભારી છે. તેમની સાથે તે કાર્યમાં તેવોજ ભાગ એક તેમના જેવાજ બાહોશ, નિડર સ્વદેશાભિમાની નર શ્રીયુત્ કાશીનાથ ત્રંબક તૈલંગે લીધો હતો, અને તેઓએ પ્રજા શું માગે છે તે તે વખતની સરકારને સારી રીતે સમજાવ્યું હતું. ટુંકાણુમાં એટલુંજ જણાવવાનું કે મુંબાઇની મ્યુનીસીપાલીટીનો સર ફીરોજશાહના વખતનો વહીવટ દેશને એક આદર્શરૂપ ગણાયો છે, અને કલકત્તા અને રંગુનની મ્યુનીસીપાલીટીઓએ તેવો કાયદો પોતાના શહેરમાં દાખલ કરાવવા માગણી કરેલી છે. તે વહીવટ હમેશને સારૂ આદર્શરૂપ છે કે નહી તે નિર્ણય કરવાનો આ વ્યાખ્યાનનો હેતુ નથી, પણ તેમાંથી એટલુંજ ગ્રહણ કરવાનું છે કે જેવી રીતે સર ફીરોજશાહ મેહેતાએ મુંબાઇની કોરપોરેશનના વહીવટ માટે પોતાની આખી જીંદગી સુધી પ્રયાસ કર્યો અને પોતાનો મત ખરો હતો તેવું અધિકારી તથા મુંબાઇની પ્રજાવર્ગને બતાવી આપવા ભાગ્યશાળી થયા, તેવી રીતે દરેક સ્વદેશાભિમાની નર પોતાની ભુમિના સ્થાનિક સ્વરાજ્યના વહીવટ માટે મથન કરે અને તે વહીવટ ફતેહમંદ નિવડે અને લોકહિત જળવાય તેવાં કાર્યો કરવામાં સ્વાર્થને બાજુએ મુકે તેવી વિજ્ઞપ્તિ કરવાના હેતુથી તેવા સ્વર્ગસ્થ નાગરીકોના કાર્યો સંબંધમાં ટુંકમાં અહિં અવલોકન કરવામાં આવેલ છે.

આપણે ત્યાં સ્થાનિક સ્વરાજ્યની બે સંસ્થાઓ છે; એક તો પાંચ હજાર અને તેથી વધારે વસ્તીવાળા શેહેરોના માટે (૧) મ્યુનીસીપાલીટીઓ, અને (૨) ગામડાઓ જેના તાલુકા અને જીલ્લા બનેલા છે તેની લોકલબોર્ડો છે,

અને કેટલાએક મહાલોમાં સેનીટરી બોર્ડો છે. બ્રિટિશ ટાપુમાં કાઉન્ટી કાઉંસીલ, રૂરલ અને અરબન ડીસ્ટ્રીકટ કાઉંસીલ તથા પેરીશ કાઉંસીલ અને પેરીશ મિટિંગ ઉપર જણાવેલા વહીવટ કરવા માટે સ્થપાએલી છે અને તેનો વહીવટ પ્રજાજ કરે છે. એવી સંસ્થાની સત્તા તથા તેના ગૌરવ માટે ત્યાંનો પ્રજાવર્ગ ઘણો આગ્રહી હોય છે; અને તેમ હોય એ સ્વાભાવિક છે. વળી મ્યુનીસીપાલીટી અને કાઉન્ટી કાઉન્સીલમાં જે જવાબદારીઓ ઉઠાવવામાં આવે છે તેથી તેઓ સ્વદેશાભિમાની થાય છે એટલુંજ નહી પણ રાજકીય કેળવણી તે સંસ્થાઓ મારફતે તેઓને મળે છે અને એ રીતે દેશની મોટામાં મોટી રાજસભામાં બેસવાને માટે તેમજ ઉંચામાં ઉંચી પદવી પ્રાપ્ત કરવાને લાયક બને છે. એટલા માટે આપણો હિંદ દેશ જે સુધરેલા દેશોની પંક્તિમાં પ્રવેશ કરે છે તેવે વખતે સ્થાનિક સ્વરાજ્યનો ઉત્તમ સિદ્ધાંત ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે.

અમુક સ્થળ અથવા જીલ્લાના વતનીઓના હિતસંબંધી જે કારભાર ચલાવવામાં આવે છે અને જેની સાથે આખી પ્રજાને (નિસ્બત) નથી તેવા કારોબારને સ્થાનિક રાજ્ય વહીવટ કહી શકાય. અને જ્યારે તે વહીવટ પ્રજાના ચુંટાયલ સભાસદોથી ચલાવવામાં આવે તો તે સ્થાનિક સ્વરાજ્ય કેહેવાય. એક અંગ્રેજ લેખકે સ્થાનિક કારોબારના સંબંધમાં જણાવ્યું છે કે " પોતાના પાડોશી અથવા પડોશના તરફની એક નાગરીકની ફરજ સાથે સ્થાનિક રાજવહીવટ સંબંધ ધરાવે છે. ગરીબ અને નિરાધારને મદદ કરવાની અને તેને જોઇતાં સાધનોની સગવડ કરી આપવાની તેની ફરજ છે. એટલુંજ નહિ પણ એક શેહેરીએ કોઇપણ જાતનો ન્યુસન્સ (ગંદવાડ) કરવો નહિ; શરીરની સુખાકારીને નુકશાન થાય તેવું, અગર પોતાની મીલકતનો કાયદેસર ભોગવટો કરતાં કોઇ માણસને હરકત થાય તેવું, કાંઇપણ કાર્ય પોતાના મકાન ઉપર પોતે જાતે કરવું નહિ, અથવા બીજાને કરવા દેવું નહિ. ચોખ્ખી હવા, તન્દુરસ્ત ખોરાક, અને ચોખ્ખું પાણી એ જાહેર સુખાકારીને જરૂરનાં છે. સ્થાનિક રાજ્યવહીવટ કરનારાઓની ફરજ છે કે ચોખ્ખું પાણી, ભેળસેળવગરનો ખોરાક, ચોખ્ખી એટલે સ્વચ્છ હવા, પુરતી રોશનીવાળા જોઇતા સહી સલામત રસ્તાઓ વગેરે તે સ્થળના વતનીઓને માટે પુરા પાડવા જરૂરના છે." આવીજ ફરજો આપણા હિન્દના સ્થાનિક રાજ્ય કારોબારીઓની થોડા વધારા ઘટાડા સાથે છે. ગ્રેટબ્રિટનમાં આવી સંસ્થાઓ તેની મેળે ઉભી થઇ છે; પણ આપણા હિંદુસ્તાનમાં હાલ જે રૂપમાં આ સંસ્થાઓ છે તે રૂપમાં આપણી માયાળુ સરકારે દાખલ કરેલી છે. આપણે ત્યાં આવા પ્રકારની સંસ્થાઓ પૂર્વે હતી.

મ્યુનીસીપાલીટીઓ અને લોકલ બોર્ડોનું કાયદેસર જે કાર્ય છે તેજ કાર્ય તે સંસ્થાઓ જો કે કરતાં નોહોતાં; તોપણ તેઓ અગત્યનાં કાર્યો કરતાં હતાં. " ગામ પંચાયત " અને શેહેરના વેપારી માહાજનો ઘણા જુના વખતથી હિંદુસ્તાનના ઘણાખરા ભાગોમાં સ્થાનિક કાર્યોનો વહીવટ કરતા હતા. અને હાલ પણ તેનો કંઇક અંશ પંચાયતો અને માહાજનોમાં ટકી રહેલો માલુમ પડે છે. તેમની મારફતે સાંસારિક વહીવટ ઘણોખરો થાય છે. હિંદુસ્તાનની ગામ પંચાયતમાં દરેક જાતનો વહીવટ થતો હતો તે સંબંધમાં મારા મિત્ર રા. હીરાલાલે વિસ્તારમાં જણાવેલ છે, એટલે અહિં તેવાજ વિસ્તારમાં. તે વિશે જણાવવાની જરૂર નથી. આપણી મ્યુનીસીપાલીટીઓ અને લોકલ બોર્ડો તે ગામ પંચાયતની ખીલવણી તરીકે નથી. જે સ્વતંત્રતા એક વખતે આપણા હિંદુસ્તાનના ગામડાઓ ભોગવતાં હતાં તે હવે ઘણી ખરી જતી રહી છે. પણ પ્રથમ જણાવ્યું તેમ સદરહુ પંચાયત રૂઢી ફરીથી સજીવન કરવાની ઘણાઓની ઇચ્છા છે, તો તે સજીવન–કરવાને સરકારે લોક લાગણી ધ્યાનમાં લેવી જોઇએ. વડી સરકારે અને ડીસેનટ્રેલાઇઝેશન કમિશને તે કાયદાથી ફરીથી સ્થાપવાના સંબંધના વજનદાર અભિપ્રાયો જણાવ્યા છે, અને જ્યારે દરેકે દરેક ગામડાનો વતની તેના લાભ સમજતો થશે ત્યારે હિંદુસ્તાનની સ્થિતિ ખરેખર સુધરશે અને સુખી અને આબાદ થશે. મ્યુનીસીપાલીટીઓ અને લોકલ બોર્ડો છેલ્લા સાઠ પાંસેઠ વરસ ઉપર અને મુખ્યત્વે કરીને ઓગણીસમી સદીના છેલ્લા ભાગમાં સ્થાપવામાં આવેલ છે. આટલું પ્રસ્તાવના રૂપે જણાવી આપણા સ્થાનિક સ્વરાજ્યના બે મુખ્ય વિભાગો મ્યુનીસીપાલીટી તથા લોકલ બોર્ડોના સંબંધી હવે વિવેચન કરવા રજા લેઉં છું.

## મ્યુનીસીપાલીટીઓની ઉત્પત્તિ.

ઇંગ્લાંડના શેહેરોમાં મ્યુનીસીપાલીટીઓ ઘણા જુના વખતમાં સ્થપાયલી જણાય છે. પણ કાયદો ઘડી લોકોને પોતાના પ્રતિનિધિ મારફત વહીવટ કરવાની સત્તા તો સને ૧૮૪૫ ની સાલમાં આપવામાં આવેલ હોય એમ જણાય છે. પહેલવેહેલાં સને ૧૬૮૭ માં બીજા જેમ્સ રાજાના વખતમાં મદ્રાસમાં મેયરની કોર્ટ અને કોરપોરેશન સ્થાપવામાં આવેલ; અને તેનો વહીવટ તે વખતના ઘણા વખણાયલા અંગ્રેજી વહીવટ પ્રમાણે મેયર એલડર મેન અને બરજેસીસ (શહેરીઓ) નીમી નક્કી કરવામાં આવેલ અને તેમને સ્કુલ, જેલ વિગેરે બાંધવા માટે કર નાંખવાની સત્તા પણ આપવામાં આવેલ, તે ઉપરાંત બીજી પણ સત્તાઓ બક્ષવામાં આવેલ હતી.

પણ સીધા કર (direct taxes) તરીકે કોઇ પણ જાતનો કર વસુલ લેવા સંબંધી લોકમત ઘણો વિરૂદ્ધ હોવાથી ટાઉનહોલ, નિશાળો, ગટરો વિગેરે જરૂરીઆતો પ્રથમ બંધાવાં જોઇએ તે બાંધી શકાયાં નોહોતાં; અને રસ્તાઓ ચોખ્ખા રાખવા માટે જરૂરીઆત ખર્ચ મેળવવા એકટ્રાઇ ડયુટી (નાકાવેરો) નાંખવાની પરવાંનગી મેયરને મેળવવી પડી હતી. આવી જાતની લોક વિરૂદ્ધતા સીધા કર સામે હજુ પણ જાહેર છે.

સને ૧૭૨૬ માં ત્રણે ઇલાકાના શેહેરોમાં મેયરની કોર્ટ સ્થાપવામાં આવી હતી પણ તેમને ફક્ત ન્યાય આપવાની (Judicial) સત્તા હતી. કારોબાર ચલાવવા (administration) તેમને સત્તા મળી નોહોતી, મ્યુનીસીપાલ વહીવટના સંબંધમાં પેહેલો કાયદો સને ૧૭૯૩ ના ચારટર એકટથી થયો હતો. અને તે કાયદાના આધારે કંપનીના નોકરો અને બ્રિટિશ વતનીઓમાંથી જસ્ટીસ ઓફ ધી પીસ, ઇલાકાના શેહેરોમાં નીમવાની ગર્વનર જનરલને સત્તા, મળી જ્યુડીશીઅલ કાર્ય ઉપરાંત તેમને મેહેલ્લાઓ સુધરાવવા, સંભાળવા અને સાફસુફ રખાવવાના હતા અને તેના ખર્ચ માટે ઘરો અને જમીનો ઉપર કર નાંખવાની તેમને સત્તા મળી હતી. સને ૧૮૩૬ ની સાલમાં પાર્લામેન્ટે જસ્ટીસસોની બેંચને તે સબંધમાં હુકુમત બક્ષી પણ કલકત્તાના અધિકારી મંડળને તે પસંદ નહી પડવાથી તેનો વિકાસ થયો નહિ. સને ૧૮૪૦ અને સ ૧૮૫૭ ની વચ્ચે મ્યુનીસીપાલ બંધારણનો વિસ્તાર થવા પામ્યો અને કંઇક અંશે ચુંટણીનું તત્વ દાખલ થયું હતું, એટલે સને ૧૮૪૫ ની સાલમાં સાત માણસોની બોર્ડ કરવામા આવી; અને તેમાં ચુંટણીનું તત્ત્વ દાખલ થયું. અહિંથી ખરા સ્થાનિક સ્વરાજ્યની શરૂઆત થવા માંડી અને મ્યુનીસીપાલ ફંડ પણ સ્થપાયું. પણ સને ૧૮૫૬ માં તદન નવીજ રાજનીતિ દાખલ થઇ અને મ્યુનીસીપાલીટીની સત્તા ત્રણ પગારદાર સરકારે નીમેલા (nominated) સભાસદેને આપવામાં આવી, પણ સને ૧૮૬૧ ના કાઉન્સીલ એકટના પસાર થયા પછી સ્થાનિક એટલે ઇલાકાની સરકારોએ કાયદા ઘડી મ્યુનીસીપાલ કારોબાર ફરીથી નક્કી કર્યો. અને અહિંથી દરેક ઇલાકાના શેહેરમાં મ્યુનીસીપાલ વહીવટ સંબંધની તવારીખ જુદી છે અને જુદા જુદા કાયદાઓ થએલા છે. મુંબાઇમાં સ. ૧૮૬૫ નો બીજો અને તેમાં મ્યુનીસીપાલ કમિશનરની નિમણુંક પેહેલવેહેલી થઇ. ત્યારપછી સ. ૧૮૭૨ નો બીજો એકટ અને ત્યારપછી સ. ૧૮૮૮ નો ત્રીજો એકટ મુંબાઇની મ્યુનીસીપાલ કોરપોરેશનના માટે થયા હતા અને હાલ ઇલાકાના શેહેરોમાં જે મુખ્ય એકટો અમલમાં છે તે નીચે પ્રમાણે છે.

મુંબાઇ શેહેરના માટે સને ૧૮૮૮ નો ત્રીજો એક્ટ તેમાં નીચે પ્રમાણેના સુધારા થયા છેઃ–સને ૧૮૮૮ ના ચોથા એકટ; સને ૧૮૯૪ નો પેહેલો એકટ, સને ૧૮૯૭ નો પેહેલો એકટ, સને ૧૮૯૮ નો પેહેલો એકટ, સને ૧૯૦૦ નો બીજો એકટ, સને ૧૯૦૩ નો પાંચમો એકટ, સને ૧૯૦૫ નો પાંચમો એકટ, સને ૧૯૦૭ નો ત્રીજો, સને ૧૯૧૦ નો પહેલો, સને ૧૯૧૧ નો બીજો અને સ. ૧૯૧૬ નો.

કલકત્ત શેહેરના માટે સ ૧૮૯૯ નો કાયદો અને હાલમાં તે શેહેર-ના માટે નવો કાયદો મુંબાઇની મ્યુનીસીપાલ કોરપોરેશનની ઢબ ઉપર ઘડાય છે.

મદ્રાસ શેહેરના માટે મદ્રાસની સરકારનો સને ૧૯૦૪ નો કાયદો. કર ભરનારાઓને ચુંટણીનો હક મુંબાઇ શેહેરમાં સને ૧૮૭૨ના કાયદાથી, કલકતામાં સને ૧૮૭૬ ના કાયદાથી, અને મદ્રાસમાં સને ૧૮૭૮ ના કાયદાથી બક્ષવામાં આવેલો હતો.

## મોફ્યુઝીલ મ્યુનીસીપાલીટીઓની ઉત્પત્તિ.

પણ ઇલાકાના મુખ્ય શેહેરોની બહારના ભાગના માટે સને ૧૮૪૨ ની સાલ પહેલાં મ્યુનીસીપાલીટી સંબંધમાં કંઇપણ કાયદો ઘડાયો હોય એમ જણાતું નથી. અને તે સાલમાં સને ૧૮૪૨ નો દસમો એકટ ફક્ત બંગાળા માટે ઘડવામાં આવ્યો હતો. આ કાયદો તે વખત જોતાં ઘણો આગળ પડતો ગણાયો હતો; પણ અમુક જગાના ૨/૩ રહીશોની ઇચ્છા વગર તે કાયદો લાગુ પડી નહિ શકાતો હોવાથી તેમજ તેમાં સીધો કર નાંખ-વાની સત્તા અપાએલી હોવાથી તે કાયદો લોકોની પસંદગીને પાત્ર થયો નહિ. તે કાયદો ફક્ત એકજ શેહેરને લાગુ પાડવામાં આવ્યો હતો. અને જ્યારે કર માંગવામાં આવ્યો ત્યારે લોકોએ તે આપવાની ચોખ્ખી ના પડી એટલુંજ નહિ પણ જ્યારે કલેકટરે કર ઉઘરાવવાનો પ્રયાસ કર્યો ત્યારે તેના ઉપર પ્રવેશની ( trespass ) ફરીયાદ માંડવામાં આવેલી. ત્યારપછી હિંદુસ્તાનની સરકારે સને ૧૮૫૦ નો છવીસમો એકટ આખા હિંદુસ્તાનને લાગુ પડે તેવો ઘડયો. તે કાયદા પ્રમાણે પણ લોકોને પોતાની ઇચ્છા પ્રમાણે મ્યુનીસીપાલીટી માગવાની હતી. તેનો લાભ વાવ્યપ્રાંત જેને હાલ સંયુક્ત પ્રાંતોના નામથી ઓળખવામાં આવે છે તેણે તથા મુંબાઇ ઇલાકાએ ફક્ત લીધો હતો. પણ દેશના બીજા ભાગમાં તે નકામા જેવોજ હતો. સદરહુ કાયદો સને ૧૮૪૨ ના કાયદાથી જરા ફેરફારવાળો હતો. તેનાથી આડકતરા કરો નાંખવાની સત્તા મળી હતી. અને દરેક

ઇલાકાની સરકારને ખાતરી થાય કે અમુક સ્થળના વતનીઓને સદરહુ કાયદો તે સ્થળને લાગુ પડાવવાને હરકત નથી તો તે ઇલાકાની સરકાર તે સ્થળને તે કાયદો લાગુ પાડી શકતી. પણ મ્યુનીસીપાલીટી તે કાયદા પ્રમાણે દાખલ થઇ તે ઉપરથી એવું અનુમાન થઇ શકતું નથી કે તે મ્યુનીસીપાલીટી લોકોની ખરી ઇચ્છાથી દાખલ કરવામાં આવી હતી; કારણ કે તે કાયદા પ્રમાણે ૮૦૦ અથવા તેથી વધારે વસ્તીવાળાં ગામો અગર શેહેરોને મ્યુનીસીપાલ'ટી લેવાની સત્તા હતી. તેથી જે મ્યુનીસીપાલીટી સ્થાપવાની શરૂઆત લોકો તરફથી કરવાની તેના બદલે આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટર ગામડામાં મ્યુનીસીપાલીટી ઘુસાડતા હતા. તે એવી રીતે કરવામાં આવતું કે એક અરજી સરકારને તૈયાર કરાવી મોકલાવવામાં આવતી, અને તેમાં મ્યુનીસીપાલીટી સંબંધી માંગણી કરવામાં આવતી, અને પછી તે ગામના લોકોને એવી ખબર આપવામાં આવતી કે અમુક મુદતમાં તેમના ગામમાં મ્યુનીસીપાલીટી દાખલ થવા સામે વાંધો હોય તો જણાવવો. અને તે પ્રમાણે વાંધો જાહેર કરવાની ગામડાનાં લોકોમાં હાલના વખતમાં પણ હીંમત નથી તો તે વખતે ક્યાંથીજ હોય ! ! આવી સ્થિતિમાં હજારોની વસ્તીવાળાં ઘણાં મોટાં ગામો અને શહેરો મ્યુનીસીપાલીટી વગરના રહેલાં; કારણ કે ત્યાં આગળ સરકારી અમલદારોને મજબુત લોકમત સાંમે કામ કરવાનું હતું એટલે તેમની સુચનાઓ નકામી થઇ પડતી હતી.

આવી રીતે આપણા મુંબાઇ ઇલાકામાં હિંદુસ્તાનની સરકારના સને ૧૮૫૦ ના બાવીસમા કાયદા પ્રમાણે ઘણી મ્યુનીસીપાલીટીઓ સ્થપાઇ હતી, અને તેમાંથી ઘણી તો થોડો વખત ચાલે તેવી, (Mushroom) ઘણા નાના ગામડાઓનો કારોબાર ચલાવનારી મ્યુનીસીપાલીટીઓ હતી. સતારા જીલ્લામાં આવી ઘણી મ્યુનીસીપાલીટીઓ સર બાર્ટલ ફ્રીઅરની સરકારે સ્થાપી હતી. અને સને ૧૮૭૩ નો કાયદો અમલમાં આવવાનો હતો તે વખતે તે જીલ્લામાં તેવી ૬૦ થી ૭૦ મ્યુનીસીપાલીટીઓ હતી અને તેની વાર્ષિક આવક ૬૦ રૂપીઆથી દોઢસો રૂપીઆ સુધીની હતી. પણ આવા તરંગો એકલા સતારા જીલ્લામાંજ થયા નહોતા. પણ તે તરંગો એટલે બધે દરજ્જે પોહોંચ્યા હતા, કે તેનો એકજ દાખલો કે તે મ્યુનીસીપાલીટીઓ નોહોતી પણ તરંગોજ હતા તે બતાવવાને પુરતું ગણી શકાશે. સોલાપુર જીલ્લામાં એક મ્યુનીસીપાલીટી એવી હતી કે જેની વાર્ષિક આવક ફક્ત રૂા. ૮૮–૦–૦ હતી અને જે એક પટાવાળો નિભાવવામાં

ખરચી નાંખવામાં આવતી હતી, તે વખતે આવી મ્યુનીસીપાલીટીઓ સુરત જીલ્લામાં ૪, ભરૂચમાં ૨, ખેડામાં ૫, બેલગામમાં ૫, કલાડગીમાં ૧૨, કેનારામાં ૭, પુનામાં ૧૫ સોલાપુરમાં ૬, નાસીકમાં ૧૦ અને નગરમાં ૪ હતી.

આવી રીતે જ્યાં જરૂરી જણાય ત્યાં મ્યુનીસીપાલીટીની ગેરહાજરી અને બીન જરૂરી જગોએ તેમની સ્થિતિ કાયદાથી શકય થઇ હતી.

## સને ૧૮૫૦ ના કાયદાથી ઉત્પન્ન થએલી મ્યુનીસીપાલીટીઓની ફરજ તથા સત્તા.

રસ્તા, ગટરો, અને તલાવો બનાવવાં, રીપેર કરાવવાં, સાફસુફ રખાવવાં, રોશની કરાવવી તેમજ તેની સંભાળ રખાવવી તથા ન્યુસન્સ યાને ગંદકી અટકાવવાનો, અથવા શેહેરને કોઇ પણ રીતે સુધરાવવાનો તે કાયદાનો હેતુ હતો. તે કાયદાના આધારે સરકારને મેજીસ્ટ્રેટ તથા બીજા જેટલા જરૂરના જણાય તેટલા વતનીઓને કમિશનર તરીકે નીમવાની સત્તા મળી હતી, અને તે કમિશનરોને નિયમો યાને રૂલો ઘડવાની બહોલી સત્તા હતી. તેઓને ઘરો અથવા બીજી મીલકત ઉપર કરો નાંખવાની સત્તા પણ મળી હતી. આ પ્રમાણે ઓકટ્રાઇ ડયુટી કાયદેસર નાંખવાની પેહેલવેહેલી સત્તા આપવામાં આવી હતી.

સને ૧૮૫૦ ની સાલનો કાયદો મુંબાઇ ઇલાકામાં ફતેહમંદ થયો તેનું કારણ એ હતું કે તે કાયદાથી ઓકટ્રાઇ ડયુટી નાખવાની સત્તા મળી હતી અને મરાઠી રાજ્યમાં તેવો કર લેવામાં આવતો હતો. આ કાયદો બીજા ઇલાકાઓમાં જુદા જુદા ઇલાકાના કાયદાઓ થયા છતાં મુંબાઇ ઇલાકામાં કેટલાએક ફેરફાર સાથે કેટલાએક વરસો સુધી ચાલુ રહ્યો હતો. સને ૧૮૬૧ નો કાઉંસીલ એકટ-થયા પછી જુદી જુદી પ્રાંતિક સરકારોને પોતાના પ્રાંતોને લગતા કાયદા ઘડવાની સત્તા મળી હતી. તે પ્રમાણે આપણા ઇલાકામાં પણ તે સત્તાનો ઉપયોગ કરવામાં આવ્યો હતો, પણ સને ૧૮૭૩ ની સાલ સુધી મ્યુનીસીપાલીટી સંબંધનો કાયદો તદ્દન ઇલાકાને બંધબેસ્તો જુદો તૈયાર કરવામાં આવ્યો નહોતો. પણ થોડા થોડા નજીવા ફેરફારો કરવામાં આવ્યા હતા. એ પ્રમાણે સને-૧૮૬૨ નો બીજો એકટ પોલીસના પચીસ ટકા, ઇસ્પીતાલ, ડીસ્પેનસરી શાળાઓ, રસ્તા છંટાવવા વિગેરે સારા કામમાં ખરચવાની સત્તા આપનારો પસાર કર્યો હતો. તેજ સાલમાં નવમો એકટ કરી ગવર્નર ઇન કાઉંન્સીલની સત્તા પોલીસ કમિશનરને અપાઇ હતી, અને કેટલાએક અધિકારીઓને તે હોદ્દાની રૂએ મેમ્બરો બનાવ્યા હતા. આથી કારોબારી સરકાર અને રા-

નિક સ્વરાજ્ય ભોગવતા મંડળો વચ્ચે જાથુનો સંબંધ રાખવાને સ્થાનિક સરકારોએ જુદા જુદા તે સંબંધમાં કાયદાઓ ધડયા હતા. છતાં પણ પંજાબ અને મધ્ય પ્રાંતની સરકારો સિવાય બીજી સરકારોએ ચુંટણીનો હક આપ્યો નહોતો. સ્થાનિક સ્વરાજ્યના કાયદા તરીકે આ કાયદાઓ આગળ વધ્યા નહોતા. પણ શેહેરની આરોગ્યતાના રક્ષણ સંબંધીની સ્થિતિ સુધારવામાં તે કાયદાએ ઘણી સારી મદદ કરી હતી.

આ કાયદાથી અને તે પછીના વીસ વરસોમાં જે બીજા કાયદાઓ પસાર થયા તેથી સ્થાનિક સ્વરાજ્યના વહીવટમાં કાંઇ દેખીતો વધારો થયો નહોતો પણ.

## લૉર્ડ મેયોનો સને ૧૮૭૦ નો ઠરાવ.

લૉર્ડ મેયોની સરકારે સને ૧૮૭૦ ની સાલમાં ઇલાકાની મેહેસુલની રૂઢી દાખલ કરવા સંબંધીના ઠરાવમાં સ્થાનિક સ્વરાજ્યને ઉત્તેજન આપનારો નીચેનો ફકરો દાખલ કર્યો હતો.

" સ્થાનીક નિશાળો, સુધરાઇ ખાતું, દવાખાના અને સ્થાનિક જાહેર બાંધકામો પાછળ ખર્ચ કરવા નિર્ણત થએલાં નાણાંની સારી રીતે અને ફતેહમંદ વ્યવસ્થા માટે સ્થાનિક કાર્યોમાં હિત ધરાવનારા અને તે પાછળ દેખરેખ રાખી શકે, સંભાળ લેઇ શકે એવા સભ્યોની પસંદગી થવાની ખાસ જરૂર છે. આ ઠરાવનો બોહોળા અર્થમાં અને પ્રમાણીકપણે અમલ થએથી સ્થાનિક સ્વરાજ્યનો વિકાશ થશે, મ્યુનીસીપાલ સંસ્થાઓ મજબુત બનશે અને કાર્ય વહીવટમાં યુરોપીઅનો અને દેશીઓને વધુ સમાગમમાં આવવાને અને એમના વચ્ચેનો એખલાસ વધવાને પુરતી અને વધુ તકો પ્રાપ્ત થશે. "

" Local interest, supervision and care are necessary to succeess in the management of funds devoted to Education, Sanitation, Medical-charity, and Local Public Works. The operation of this Resolution, in its full meaning and integrity, will afford opportunities for the development of self Government, for strengthening Municipal institutions, and for the association of Natives and Europeans, to a greater extent than heretofore, in the administr tion of affairs."

આવા વખતે એટલે સને ૧૮૭૦ ની અંદર મુંબાઇની સરકારે

મ્યુનીસીપાલ વહીવટ તથા કાયદા સંબંધી વિચાર ચલાવવા પુનાની અંદર એક કમિટી નીમી હતી. આ કમિટીએ મ્યુનીસીપાલ કાયદા વધારે નિયમસર ઘડવાનો પાયો પુરો પાડયો અને તે સરકારે પાછળથી તૈયાર કરવા માથે લીધેલ હતું.

લોર્ડ મેયોની સરકારની ઉપર જણાવેલી રાજનીતિને અમલમાં મુકવા મદ્રાસની અંદર સને ૧૮૭૧ અને મુંબાઇ, બંગાળા, વાવ્યપ્રાંતો, પંજાબ અને મધ્યપ્રાંતોમાં સને ૧૮૭૩ માં અને બરમામાં સને ૧૮૭૪ માં મ્યુનીસીપાલ કાયદાઓ ઘડાયા. આ કાયદાથી મ્યુનીસીપાલીટીઓના ઉપયોગિતામાં વધારો થયો; અને ચુંટણીનો હક આપવામાં આવ્યો, પણ મધ્યપ્રાંતો સિવાય બીજી જગોએ ચુટણીનો હક સાધારણ રીતે ફતેહમંદીથી અમલમાં મુકવામાં આવ્યો નહોતો.

આપણા ઇલાકામાં સને ૧૮૭૩ નો છઠો કાયદો મ્યુનીસીપાલીટીઓને લગતો ઘડાયો હતો તેથી લોર્ડ મેયોની સરકારના ઉદાર હુકમને વ્યવહારીક અનુમોદન આપવામાં આવ્યું હતું.

સને ૧૮૭૩ ના છઠ્ઠા કાયદા પ્રમાણે મ્યુનીસીપાલીટીઓ સ્થાપવાનું સરકાર હસ્તક રાખવામાં આવ્યું હતું. પ્રતિનિધિ તથા જોખમદારીનું તત્વ પહેલ વહેલું આ કાયદાથી દાખલ કરવામાં આવેલ હતું પણ તે કાયદા પ્રમાણે મ્યુનીસીપાલીટીના સભાસદોની ચુંટણીનો હક સરકારની મરજી ઉપર ( Permissive ) રાખવામાં આવેલ હતો, અને તે પણ (શહેર) સીટી મ્યુનીસીપાલીટીઓના સંબંધેજ હતું, અને ઉંચી જાતના આરોગ્ય સંબંધીના ઉપાયો લેવા બાબતની ઉત્તમ બુદ્ધિ અને આતુરતાની ખાતરી થએ તે હક આપવામાં આવતો હતો. વળી તે કાયદા પ્રમાણે મ્યુનીસીપાલીટીને પોતાની મીલકત અને ફંડ પોતાના કાબુ તથા હસ્તક તળે રાખવાની તથા ખરચવાની સત્તા મળી હતી, તેમજ મકાનો બાંધવાની પરવાનગી આપવાની અને તેમને પાછાં ખસેડવાની, ( Set back ), તથા જાહેર રસ્તાઓમાં ગંદકી ( nuisance ) બંધ કરવાની, તથા દબાણ ખસેડવાની સત્તા પણ મ્યુનીસીપાલીટીઓને આપવામાં આવેલ હતી અને મ્યુનીસીપાલ હદની અંદર આરોગ્ય સંરક્ષણ કરવા, સજા કરવા સંબંધીનો કાયદો પણ થયો હતો. સને ૧૮૫૦ ના છવીસમા કાયદાની માફક-કરો, જકાત, ટોલ, વિગેરે, કેટલીએક સરતો સાથે નાંખવાની સત્તા આ કાયદા પ્રમાણે અપાઇ હતી, અને મ્યુનીસીપાલીટી જે ૮૦૦ અને તેથી વધારેની વસ્તીવાળાં ગામો કે શેહેરોને આપવામાં આવતી તે વસ્તીનું પ્રમાણ વધા-

રીને બે હઝાર અને તેથી વધારેનું કરવામાં આવ્યું હતું. પણ સને ૧૮૭૩ નો કાયદો સને ૧૮૫૦ ની સાલના કાયદાથી પાછાં પગલાં ભરનારી ( reactionary ) રાજનીતિવાળો એવી રીતે હતો કે સને ૧૮૫૦ ના કાયદા પ્રમાણે મ્યુનીસીપાલીટીના તમામ સભાસદો અમલદાર વર્ગ સિવાયના પણ હોઇ શકે. પણ આ કાયદા પ્રમાણે તેના સભાસદોની અમુક સંખ્યા અમલદાર વર્ગની જ હોવી જોઇએ, અને કલેકટર અને એસિસ્ટંટ કે ડેપ્યુટી કલેકટર પોતાના હોદ્દાની રૂઇએ પ્રેસિડંન્ટ અને વાઇસ પ્રેસિડંન્ટ થતા. આ સ્થિતિમાં નવા મ્યુનીસીપાલ કરો પડવાનો ભય ઉત્પન્ન થવાથી સ્થિતિ બગડી હતી. અને તેથી લેજીસ્લેટીવ કાઉન્સીલના બીન અધિકારી સભાસદોએ સદરહુ કાયદો અમલદાર વર્ગનું હથીઆર થશે એટલુંજ નહિ, પણ લોકોની કર આપવાની અશક્તિ તરફ પુરતી બેદરકારી રાખી સ્થાનિક કરોનો બોજો વધશે એમ પણ જણાવી પોતાનો સદરહુ કાયદા સંબંધી ભય જાહેર કર્યો હતો. આવા બીનસરકારી સભાસદોનો ભય તદન નાપાયાદાર નોહોતો કારણકે આંકડાઓથી એવું સાબીત થઈ શકશે કે સ્થાનિક કરોના સંબંધમાં હિંદુસ્તાનની અંદર મુંબાઇ ઇલાકાને વધારે બોજો હતો, તે નીચેના આંકડાથી જણાઇ આવશે.

એક હઝારે બંગાળામાં રૂા. ૩૯-૦ ૦.

............મદ્રાસમાં રૂા. ૧૫૬-૦-૦.

.........વાવ્ય પ્રાંતમાં રૂા. ૧૭૬-૦-૦.

જ્યારે દર હઝારે મુંબઇ ઇલાકામાં રૂા. ૨૨૭-૦-૦ ( થી ઓછો નોહોતો ). ઇલાકાના શેહેરની બહારના સમજુ વર્ગની ફરીઆદ એવી હતી કે ઓદ્ધાની રૂઇએ પ્રમુખ નહિ નીમાએલા હોય તેવી મ્યુનીસીપાલીટીઓ પણ જીલ્લાના કલેકટરના આધીન હતી, અને તે વખતના નવા કાયદાએ તો પ્રમુખના હસ્તક ખરેખર નિરંકુશ સત્તા મુકી હતી. આવી સ્થિતિના લીધે સને ૧૮૭૩ નુ મ્યુનીસીપાલ બીલ જે સરકારી સભાસદના હસ્તક હતું તેમણે લોકમતને માન આપી ઘણી છુટછાટો બક્ષી હતી. પણ તેનાથી બીન-સરકારી સભાસદો સંતોષ પામ્યા નોહોતા. અને તે ખરડો (બીલ) પસાર થતાં પેહેલાં તેના ઉપર ઘણો વાદવિવાદ થયો હતો અને એક બીનસરકારી સભાસદ ઓન મી. નારાયણ વાસુદેવજીએ એમ પણ જણાવવાને હિંમત કરી હતી કે " The whole thing appeared to be a perfect farce " ( આ આખો કાયદો સંપુર્ણ ફારસ જેવો જણાય છે.) તે કાયદા પ્રમાણે સરકારી અમલદારોની સંખ્યા મ્યુનીસીપાલીટી

અંદર સભાસદોના અડધા ભાગ કરતાં વધારે નીમવાની નોહોતી અને જો કે અડધી સંખ્યામાં સરકારી અમલદારો ન હોય તોપણ અમલદારના કાબુ તળે તો વધુ મતે કમિશનરોને દબાવી દેવાનું બનવાનો સંભવ હતો, અને અમલદાર પ્રમુખને કોઇ પણ ઠરાવ નામંજુર કરવાની ( Veto ) સત્તા હતી. વળી ગર્વનરની કાઉન્સીલ કોઇ પણ બીનઅધિકારી કમિશનરને પોતાની મરજી માફક ખસેડી શકતા.

સને ૧૮૭૩ નો કાયદો ઘડાયો પણ મ્યુનીસીપાલીટી વધારે લોકપ્રિય થઇ શકી નહી. જો તેવે વખતે મી. હોપ જેવા કલેકટરો ઘણા જીલ્લામાં હોત તો મ્યુનીસીપાલ વહીવટ ઘણો લોકપ્રિય થાત. મી. હોપે સુરતની મ્યુનીસીપાલીટીને ઘણી છુટી રીતે બીનસરકારી સભાસદો મારફતે વહીવટ કરવા દીધો હતો. ચુંટણીનો હક અધિકારીની મરજી ઉપર હતો તેમ છતાં કોઇ પણ ટાઉન અથવા સીટી મ્યુનીસીપાલીટીને તે હક સંપૂર્ણ રીતે વાપરી શકાય તેવી રીતે બક્ષવામાં આવ્યો નોહોતો.

## લોર્ડ રીપનનું આગમન.

પણ હિંદના હિતચિંતક અને ઉદાર રાજનીતિવાળા મહાન વાઇસરોય લોર્ડ રીપનના આગમનની સાથે સ્થાનિક સ્વરાજયનો વધારે આશાજનક કાળ શરૂ થયો. તા. ૩૦ સપ્ટેમ્બર ૧૮૮૧ના ઠરાવથી હિંદુસ્તાનની સરકારે ઇલાકાની સરકારોને એવું જણાવ્યું કે વડી સરકાર તરફથી જે ઉદારતા અને સ્વતંત્રતા તમને બક્ષવામાં આવી છે તેવી ઉદારતા અને સ્વતંત્રતા સ્થાનિક મંડળોને તમારે આપવી; અને મોટા સરકારી તથા બીનસરકારી અમલદારોની બનેલી કમિટીઓએ રાજયની સાધારણ દેખરેખ નીચે બીજી ઘણી રેવન્યુનો જેવી રીતે વહીવટ કર્યો છે તેવી રીતના વહીવટ તળે સ્થાનિક સ્વરાજ્ય ભોગવતાં મંડળોના-હસ્તક, અત્યાર સુધી તમારા હસ્તક મોટી રેવન્યુ રાખવામાં આવી છે, તે સોંપી દેવી. હિંદુસ્તાનની સરકારને તપાસ ઉપરથી માલુમ-પડયું છે કે સ્થનિક મંડળોના વહીવટની વિગતોની બાબતમાં પણ ઇલાકાની સરકારો વચ્ચે પડી છે અને અડચણો મુકી છે. આથી તેમના વચ્ચે ગેરસમજુતી થએલી અને ચકમક ઝરેલી તેનું કારણ એટલુંજ કે કાયદાથી બન્નેની સત્તાઓ નક્કી થઇ નહોતા. તે ઠરાવનો ફકરો નીચે પ્રમાણે છે.

"His Excellency the Governor General in Council is, therefore, of opinion that the time has now arrived when further practical development

might be afforded to the intentions of Lord Mayo's Government, and that the Provincial Governments should no longer exclude from all consideration the mass of taxation under Local and Municipal management, togetherwith the similar resources still retained in provincial control and ignore the question of Local Self-Government. The Provincial Governments, while being now largely endowed from Imperial sources, may well, in their turn, hand over to Local Self-Government considerable revenues, at present kept in their own hands, but similar-in kind to many which have long been "locally" managed with success by committees, partly composed of non-official members, and subject only to a General remedial contol reserved to the state by the legislature. At the same time such items should be generally made Local as the people are most likely to be able to understand the use of and to administer well."

ઉપર પ્રમાણે તા. ૩૦-૯-૧૮૮૧ના ઠરાવ પછી હિંદુસ્તાનની સરકારે તા. ૧૦-૧૦-૧૮૮૨ની મીતીની જુદી જુદી યાદીઓ જુદા જુદા સ્થાનિક સરકારોને મોકલી તેમાં એવું પણ જણાવ્યું હતું કે—

(૧) જુદા જુદા સ્થાનિક મંડળો અને સરકારના કારોબારી ખાતાના અમલદારો વચ્ચેનો સંબંધ-નક્કી કરવામાં તેમજ સરકારે કેટલો કાબુ રાખવો અને દેખરેખ કેટલી રાખવી તે સંબંધીની ગોઠવણ-કરવા ખાસ ધ્યાન આપવું પડશે, તે સાથે એમ પણ જણાવવામાં આવેલ હતું કે **સ્થાનિક મંડળોના વિગતવાર વહીવટની અંદર ડખલ અને દબાણ રહેશે તો સ્વરાજ્યની ખરી ખીલવણીની આશા રાખવી વ્યર્થ છે.**

(૨) સરકાર તથા જુદા જુદા સ્થાનિક મંડળોની સત્તા ચોખ્ખી અને ખુલ્લીરીતે સમજી શકાય તેવી કાયદાથી નક્કી કરવી કે જેથી જેમ બને તેમ ઓછી ગેરસમજુતી થાય અને ચકમક (friction) ઝરે

નહિ ઠુંકાણુમાં હિંદુસ્તાનની સરકારે એમ જણાવ્યું હતું કે સ્થાનિક મંડળોને બની શકે તેટલી કારોબાર ચલાવવાની છુટ આપવી.

આપણા ઇલાકાની સરકારે વડી સરકારની આવી આમહી માગણી તરફ લક્ષ આપી ફક્ત ત્રણ મ્યુનીસીપાલીટીઓને ચુંટણીનો હક આપવાનો અખતરો અજમાવ્યો.

ઇલાકાની સરકારોએ જે રીતે હિંદુસ્તાનની સરકારની ઉપરની માગણીઓને આવકાર આપ્યો તે રીતથી સંપૂર્ણ સંતોષ નહિ થવાથી, લોર્ડ રીપનની સરકારે તા. ૧૮ મે. ૧૮૮૨ નો સ્થાનિક સ્વરાજ્ય સંબંધીનો યાદગાર ઠરાવ-જે હજુ સુધી બરોબર અમલમાં મૂકાયો કે પાળવામાં આવ્યો નથી તે બાહાર પાડયો અને તેમાં સ્થાનિક સ્વરાજ્ય સંબંધીના પોતાના અભિપ્રાયો એથી પણ વધારે છુટથી જણાવ્યા. તે ઠરાવમાંનો નીચેનો ફકરો અગત્યનો હોવાથી અહીં ટાંકવામાં આવ્યો છે.

"At the cutset, the Governor General in Council must explain that in advocating the extension of Local Self-Government and the adoption of this principal in the management of many branches of local affairs he does not suppose that the work will be in the first instance better done than if it remained in the sole hands of the Government district officers. It is not primarily with a veiw to improvement in administration that this measure is put forward and supported. It is chiefly desirable as an instrument of *Political and popular education* His Excellency in Council has himself no doubt that in course of time, as local knowledge and local interest are brought to bear more freely upon local administration, improved efficiency will in fact follow. But at starting, there will doubtless, be many failures calculated to discourage exaggerated hopes, and even in some cases to cast apparent discredit upon the practice of Self-Government itself.

If however the officers of Government only set themselves as the Governor General in Council believes they will, to foster sedulously the small beginnings of the independent political life, if they accept loyally and as their own the policy of the Government and if they come to realise that the system really opens to them a fairer field for the exercise of administrative tact and directive energy than the more autocratic system which it supersedes, then it may be hoped that the period of failures will be short, and that real and substantial progress will very soon become manifest."

"It is not uncommonly asserted that the people of this country are themselves entirely indifferent to the principle of Self-Government, that they take but little interest in public matters, and that they prefer to have such affairs managed for them by Government officers. The Governor General in Council does not attach much value to this theory. It represents no doubt the point of view, which commends itself to many active and well-intentioned district officers, and the people of India are, there can be equally no doubt remarkably tolerant of existing facts. But as education advances, there is rapidly growing up, all over the country an intelligent class of public spirited men whom it is not only bad Policy but sheer waste of power to fail to utilise. The task of administration is yearly becoming more onerous as the country progresses in civilisation and material prosperity. The annual reports of every Government tell of an ever increas

ing burden laid upon the shoulders of the local officers. The cry is everywhere for increased establishments. The universal complaint in all departments is that of over work. Under these circumstanes it becomes imperatively necessary to look around for some means of relief. and the Governor–General in Council has no hesitation in stating his conviction that the only reasonable plan open to the Government is to induce the people themselves to undertake as far as may be, the management of their own affairs and to develope, or create, if need be, a capacity for self help, in respect of all matters that have not for imperial reasons to be retained in the hands of the representatives of Government.

હિંદુસ્તાનની સરકારે સદરહુ ઠરાવ બે ભાગમાં વેંહેચી નાંખ્યો (૧) સ્થાનિક મંડળો–મ્યુનીસીપાલીટી અથવા જીલ્લા બોર્ડોનું બંધારણ કેવું હોવું જોઇએ; અને (૨) સરકારે એવાં મંડળો ઉપર કેટલો કાબુ રાખવો અને તે કાબુ કેવી રીતે વાપરવો.

વડી સરકારે તે ઠરાવમાં કબુલ કર્યું હતું કે આખા દેશને માટે એક નિયમ ઘડવો મુશ્કેલ છે; પણ અમુક સિદ્ધાંતો પ્રમાણે ચાલી દરેક જગોએ તે અમલમાં મુકી બરોબર અજમાયશ આપવી જોઇએ. સ્થાનિક મંડળોમાં બિનઅધિકારી સભાસદો મોટી સંખ્યામાં ચુંટણીથી આવવા જોઇએ, બીનઅધિકારી સભાસદોને પ્રમુખ અને ઉપપ્રમુખ તરીકે નીમાવા દેવા અને તે જગો ઉપર સારા આબરૂદાર અને બુદ્ધિમાન માણસો દાખલ થઇ શકે તેટલા માટે તેમને રાવ બાહાદુર અને ખાન બાહાદુરના ઇલકાબો તે હોદ્દાની દરમીઆન તેમની તરફ દરેક લખાણમાં વાપરવા, તેમની સત્તા વધારવી અને કેળવણીના ફંડ તેમજ કેળવણીની સંસ્થાને તેમના હસ્તક મુકવી.

(૨) બીજા મુદ્દા ઉપર વડી સરકારે જણાવ્યું કે તે મંડળોની અંદર રહીને તેમના ઉપર કાબુ રાખવા કરતાં તે મંડળોની બાહાર રહીને તેમના ઉપર કાબુ રાખવો. સરકારે તે મંડળોના કારોબારને તપાસી જવા, અને ચેક કરવા, પણ તેમને હુકમ કરવો નહિ. કારોબારી અમલદારોના હાથમાં બે જાતનો કાબુ રહેવો જોઇએ (૧) કેટલાએક કાર્યો

કાયદેસર ગણાવાને તેમની મંજુરીને તાબે નક્કી કરવા, જેવા કે લોનો ઉભી કરવી, કાયદેસર રીતે નક્કી કરેલા નિયમ સિવાયના બીજી જાતના કરો નાંખવામાં, મ્યુનીસીપાલીટીની મીલકત બીજાને આપી દેવા સંબંધી, ધાર્મિક બાબત કે જાહેર શાન્તિના અથવા તેવા કામમાં વચ્ચે પડવા સંબંધી, સ્થાનિક મંડળનું અમુક બાબતનું પ્રોસીડીંગ રદ કરવાને અથવા તો અગત્યની ફરજ અદા કરવામાં ઘણીજ ચાલુ બેદરકારી બોર્ડે બતાવી હોય તે વખતે વચ્ચે પડવાની સત્તા, તેમજ બોર્ડને થોડા વખતને માટે સસપેન્ડ કરવા અને નહિ અદા કરવામાં આવેલી ફરજ અદા થાય ત્યાં સુધી નવી બોર્ડ નીમવાની સત્તા સ્થાનિક સરકારના હસ્તક રાખવી; પણ આવી સત્તાનો અમલ કરવાને સ્થાનિક મંડળોના પ્રમુખ કે સભાસદ થવાની શેહેરના મુખ્ય અધિકારીઓના માટે જરૂરનું નથી. અને જયાંસુધી કારોબારી ખાતાના મુખ્ય અધિકારીઓ તેવા સ્થાનિક મંડળોના પ્રમુખ તરીકે હશે ત્યાંસુધી સ્થાનિક કારોબારના સંબંધમાં તેના સભાસદોને જોઇએ તેટલી કેળવણી મળશે નહી, તેમજ બીન-અધિકારી સભાસદો સ્થાનિક મંડલના કારોબારમાં ખરૂં હિત ધરાવશે નહીં. બીનઅધિકારી સભાસદોને એવું જણાવું જોઇએ કે અમારી હસ્તક ખરી સત્તા આવી છે અને તે પ્રમાણમાં અમારી ખરી જોખમદારી પણ છે. જીલ્લા અધિકારી પ્રમુખ તરીકે રહે તેના સબંધમાં એક બીજો વાંધો એ છે કે જો બીન અધિકારી સભાસદ સ્વતંત્ર અને ખતીલા હોય તો પ્રમુખ અને બોર્ડના વચ્ચે નહી ઇચ્છવા જોગ અથડામણ થવાનો ભય રહે છે; એટલામાટે અધિકારી સભાસદને પ્રમુખની જગા ઉપર બને ત્યાંસુધી નીમવા નહી. અને જો તેવા નીમવાનો પ્રસંગ આવે તો તેવા અધિકારીએ પોતાનો મત તે કામકાજ દરમીઆન આપવો નહી. પ્રમુખની નીમણુંક સ્થાનિક સરકારની ખાહાલીને માટે રાખવી પણું સ્થાનિક સરકારે તે નીમણુક કરવી નહી.

આ ઠરાવ વડી સરકાર તરફથી જુદા જુદા પ્રાંતિક સરકારો તરફ મોકલવામાં આવ્યો હતો, અને તે ઠરાવ બંગાલા, પંજાબ, મધ્ય પ્રાંતની સરકારે આવકારદાયક લેખ્યો હતો, અને વળી બંગાલાના લેફ્ટેનન્ટ ગર્વનર તથા પંજાબની સરકારે પોતાના અભિપ્રાયો જાણવા પોતાના તાબાના અધિકારીઓ, જેવા કે કમિશનરો, તરફ અભિપ્રાય માટે સરક્યુલર કાઢી વિગતો મેળવવા મોકલ્યા હતા, અને અગત્યના જીલ્લાઓમાં લેફ્ટેનન્ટ ગર્વનરે ( બંગાલા ) જાતે જઇ અધિકારી તથા આગેવાન શેહેરીઓની સાથે તે વિષે વાદવિવાદ ચલાવ્યો હતો. આથી

ઉલટોજ રસ્તો આપણી મુંબાઇની સરકારે લીધો હતો. તેમણે વડી સરકારના ઠરાવ ઉપર પોતાનો કંઈ પણ અભિપ્રાય આપ્યો નહી; તેમ વડી સરકારે જણાવેલા અભિપ્રાય પોતાની સરકારને કબુલ છે કે નહી તે જણાવ્યા વગર પોતાના તાબાના અધિકારીઓનો અભિપ્રાય માગ્યો અને તે અભિપ્રાયો મળ્યા પછી મુંબાઇ સરકારે તે અભિપ્રાયની સાથે મલતો ઠરાવ બાહાર પાડયો " The spirit of their resolution runs counter to the principles, policy and wishes of the Government of India. " ( હિંદુસ્તાનની સરકારની ઇચ્છા, રાજનીતિ, અને નિયમોથી ઉલટો તેમના ઠરાવનો આશય હતો ) એવું મુંબાઇ સરકારના ઠરાવના સબંધમાં આપણા નામાંક્તિ બાહોશ નિડર નાગરીક શ્રીયુત **ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિકે** તે વખતે લખ્યું હતું.

વડી સરકારે એવી સુચના કરેલી કે લોકોના સ્વભાવ અને લાગણીઓને બંધ બેસે તેવી રીતની યોજના ઇલાકાના આગેવાન શેહેરીઓ તથા લોકલબોર્ડના બીનઅધિકારી સભાસદોના અભિપ્રાયો મેલવી તૈયાર કરવી. પણ તે પ્રમાણે મુંબાઇ સરકારે અભિપ્રાયો મેળવ્યા હોય એવું તે ઠરાવ પરથી જણાતું નહોતું. મુંબાઇ સરકારનો ઠરાવ તાબાના અધિકારીઓના અભિપ્રાયનો નમુનો છે અને લોર્ડ રીપનની સરકારની યોજના પ્રમાણે લોકોના પ્રતિનિધીઓ હસ્તક જે અધિકારીઓને પોતાની સત્તા સોંપી દેવાની છે, અને જે સત્તા તે અધિકારીઓએ લાંબો વખત સુધી ભોગવેલી છે તે સત્તા લોકોના પ્રતિનિધીઓને સોંપવા નારાજ છે એવો લોકસંશય મુંબાઇ સરકાર બંગાલાની સરકારની માફક વરતી હોત તો દૂર થાત. તે વખતના લોકોની ખરી લાગણી જાણનારા સ્વદેશાભિમાનીઓનો એવો મત હતો કે કદાચ બીનસરકારી મનુષ્યોના અભિપ્રાયો મંગવામાં આવ્યા હશે તોપણ તેવા મનુષ્યો જીલ્લા અધિકારીના મતને મળે તેવા અભિપ્રાયો આપવાને ટેવાયલા હોવા જોઇએ.

આવો વડી સરકારનો મજકુર ઠરાવ લોક જાગૃતિના માટે સરકાર તરફથી જુદી જુદી દેશી ભાષાઓમાં છપાવી બાહાર પાડવો જોઇતો હતો, પણ તેમ કરવામાં આવ્યું નોહોતું. હજુ પણ તેવા ઠરાવો સરકાર મારફતે જુદી જુદી ભાષાઓદ્વારા છપાવી પ્રસિદ્ધ થતા નથી એ શોચનીય છે. ઉપરનો ઠરાવ તે વખતે " ગુજરાતમાં સ્થાનિક સ્વરાજ્યના વિકાસ માટે મુંબાઇમાં સ્થપાયલી સેંટ્રલ કમિટીએ " ગુજરાતી ભાષાદ્વારા છપાવી ગુજરાતના દૂર ભાગોમાં અને ચોરાઓમાં મોટા હેન્ડબીલો ચોડાવી પ્રસિદ્ધ

કરેલો, તેમજ છાપાદ્વારા પણ પ્રસિદ્ધ થએલો. પણ સરકાર મારફત જુદી જુદી ભાષાઓમાં પ્રસિદ્ધ થએલા ઠરાવોની અસર લોક ઉપર જુદીજ થાય છે. તેટલામાટે એવા ઠરાવો જુદી જુદી દેશી ભાષાઓદ્વારા પ્રસિદ્ધ થવા જોઇએ.

ઉપર જણાવ્યું તેમ રાજ્ય વહીવટમાં સુધારો કરવાના પ્રાથમિક હેતુથીજ આવી સંસ્થાઓ સ્થાપવાની નોહોતી. રાજ્યકીય કેળવણી તથા સ્વરાજ્યનું શિક્ષણ આપવાનો તેનો મુખ્ય હેતુ હતો. આપણી પ્રાંતિક સરકારે સલાહકાર અને ખોડખાંપણ કાઢનારાની માફક આવા ઠરાવનો જવાબ આપ્યો અને વડી સરકારને એમ કહેવામાં આવ્યું કે તે કવખતનાં ( premature ) અને જડ મૂલથી ઉખેડી નાંખનાર (radical) ધોરણ ( measure ) દાખલ કરવા આગ્રહી છે. રાજ્યદ્વારી કેળવણી એક ઘણો ધીમો ઉગતો નાજુક છોડ હોવાથી જાહેર મત કેળવવાને સ્થાનિક સરકાર સંભાલથી આગલ વધત અને વધારે બોહોળા પ્રમાણમાં સત્તા ભોગવવાની સ્થાનિક મંડલોની લાયકાતની ખાતરી કરી શકત. આનો જવાબ વડી સરકાર તરફથી ઘણો તીખો આપવામાં આવ્યો અને સ્થાનિક મંડલોને બોહોળા પ્રમાણમાં વધારે સત્તા આપ્યા વગર જાહેર જુસ્સાને કેળવવાના મુબાઇ સરકારના અભિપ્રાયને હસી કાઢવામાં આવ્યો. છેવટે વડી સરકારના નવા અખતરાને વફાદારી ભરેલી અને આનાકાની વગરની મદદ આપવાનું વચન મુંબાઇની સરકારે આપ્યું. બીજેજ વરશે મુંબાઇની સરકાર તરફથી ચૌદ " ટાઉન " મ્યુનીસીપાલીટીઓને " સીટી " મ્યુનીસીપાલીટીની સ્થિતિમાં મુકવામાં આવી. અખતરા તરીકે ચુંટણી કરવાનો હુકમ આપવામાં આવ્યો. તેમાં અમદાવાદ પણ હતું અને વડી સરકારની ઇચ્છા અનુસાર ડીસ્ટ્રીકટ મ્યુનીસીપાલીટીઓના જુના કાયદામાં ફેરફાર કરનારો ખરડો તૈયાર કરવામાં આવ્યો. તે ખરડામાં નીચેના મુખ્ય ફેરફારો બતાવ્યા હતા.

( ૧ ) મ્યુનીસીપાલ મંડળોના મોટા ભાગના સભાસદોની નીમણુંક ચુંટણી મારફતે, ( Permissive ) મરજી ઉપર હતું, તેના બદલે ફરજીઆત કરવી.

( ૨ ) અને જો યોગ્ય લાગે તો મ્યુનીસીપાલીટીના બધા સભાસદોની નીમણુંક ચુંટણીથી કરવી ( એટલે તે હક અધિકારી મંડલની મરજી ઉપર રાખવામાં આવ્યો. )

( ૩ ) " ટાઉન " અને " સીટી " મ્યુનીસીપાલીટીઓ વચ્ચેનો

તહકુબ્ત કાઢી નાખવામાં આવ્યો.

( ૪ ) સરકારી કારોબારી મંડલને યોગ્ય લાગે ત્યાં લોકોના ચુંટા૰ યલા બીનઅધીકારી પ્રમુખ અને ઉપપ્રમુખની નીમણુંક કરવાની પરવા૰ નગી અપાઇ.

( ૫ ) પ્રાંતિક સરકારની ડખલ કરવાની ઘણીખરી સત્તા ખેંચી લેવામાં આવી.

( ૬ ) પોલીસ પગાર સંબંધીનો બોજો મ્યુનીસીપાલીટીઓના માથેથી દૂર કરવામાં આવ્યો.

આમ છતાં પણ લોર્ડ રીપનના ઉદાર ઠરાવથી જે આશાઓ લોકોના મનમાં ઉત્પન્ન થઇ હતી તે આ બીલથી પરીપૂર્ણ થઇ નહીં. સરકાર તરફથી તે વખતે એમ જણાવવામાં આવ્યું હતું કે ફ્રાન્સમાં જે સ્થાનીક સ્વરાજ્ય ચાલે છે, તેના કરતાં આ બીલ ( સને ૧૮૮૩ નું બીલ નં. ૪) સ્થાનિક સ્વરાજયના સબંધમાં ઘણું લોકહિતનું છે, જરમ૰ નીમાં જે રૂઢી ચાલે છે તેને લગભગ મલતું આ બીલ છે. ત્યાં તાજને બરગો માસ્ટરની નીમણુંકના સબંધમાં વેટો કરવાની સત્તા છે. ઇંગલાંડમાં સ્થાનિક સ્વરાજ્ય જેવી રીતનું જનસમાજના હિતનું છે તેટલું આ બીલ આગળ પડતું નથી એ વાત ખરી, પણ સ્થાનિક મંડળોને સંપૂર્ણ સ્વતં૰ ત્રતા બક્ષવા હિંદી સરકારે પણ ધાર્યું નથી. તેમનો હેતુ ફક્ત સ્થાનિક સ્વતંત્રતા બક્ષવાનો હોવો જોઇએ. સરકારી અમલદારો સત્તા છોડવાને નારાજ હોવાથી સ્થાનિક સ્વરાજ્ય તરફ લાગણી ધરાવતા નથી એ હકી૰ કત ખોટી છે, એમ પણ સરકાર તરફથી જણાવવામાં આવ્યું હતું. જે અધિકાર છોડવાની નારાજી જેવું લાગે છે, તે બીજું કંઇ નહી પણ કામના ઘણા બોજાવાલા અધિકારીઓની ઘણીજ સખ્ત અને પોતાની મેલે થઇ જાય તેવી ટુંકામાં ટુંકી જાહેરકામ સંબંધીની રીત પ્રમાણે કામ લેવાની અધીરાઇ છે, એમ ખુલાસા તરીકે જણાવવામાં આવ્યું હતું. ટુંકાણમાં જાહેર મંડળોને કેળવવા અને શિક્ષણ આપવાનો રસ્તો વિકટ હતો, તોપણ સરકાર તરફની ધીરજ અને સહાનુભુતિની જરૂર સ્વી૰ કારવામાં આવેલ હતાં. કાઉંસીલના બીનસરકારી સભાસદો આ નવા બીલને એક ઉદાર રાજનીતિ ભરેલો અને શિક્ષણીય કાયદો લેખતા હતાં. પણ ચુંટણીના હકની હદ કાયદાથી નક્કી કરી હતી તે ઉપરાંત અધિકારી મંડળનો કાબુ વધારે હતો તે આ નવા બીલ તરફ અસંતોષનું મુખ્ય કારણ હતું.

આ નવા કાયદા પ્રમાણે પાછલ પડેલા ભાગો સિવાયના ઇલાકાના તમામ ભાગમાં મ્યુનીસીપાલીટીના અડધા કમિશનરોની નીમણુંક ચુંટણીથી નક્કી થઇ. સરકારી નોકરોનું તત્વ ચોથા ભાગનું કરવામાં આવ્યું અને હોદ્દાની રૂઇએ નીમાતા પ્રમુખ નીમાવાનું તથા મ્યુનીસીપાલીટીના હુકમ રદ કરવાની તેમની સત્તા કાઢી નાંખવામાં આવી.

જાહેર જુસ્સો બતાવનારા મોટા શેહેરોમાં પ્રમુખની નીમણુંક ચુંટણીથી કરવાનો અને ચુંટાયલા સભાસદોની બહુમતિ રાખવાનું કાયદાથી નક્કી કરવામાં નહી આવેલ તેવી ફરીયાદ કરવામાં આવેલ હતી. તેના જવાબમાં એમ જણાવવામાં આવેલ કે કાયદો એવી રીતે ઘડવામાં આવેલ છે કે સરકારની મરજી પડે તો એવી ઉદાર રાજનીતિ ચલાવવામાં તેમની આડે કંઇ આવવાનું નથી. અને તે વાદવિવાદનું છેવટ એવી સમાધાનીથી આવ્યું કે સરકાર તે કાયદો ઘણી ઉદાર રાજનીતિથી અમલમાં મુકશે. પણ લગભગ સને ૧૯૦૮ ની સાલ સુધી પ્રમુખની ચુંટણી કરવાનો હક છુટથી બક્ષવામાં આવ્યો હોય એમ જણાતું નથી. આપણા અમદાવાદ શેહેરને તે હક મ્યુનીસીપાલીટીને સસ્પેનશનમાંથી મુક્ત કરી ત્યારે એટલે સને ૧૯૧૫ માં મળ્યો હતો.

એટલું તો કહેવું જોઇએ કે આગળના કોઇપણ કાયદા કરતાં આ કાયદાનો અમલ ખરેખરી રીતે વધારે લોકપ્રિય થયો હતો. આમ છતાં પણ તે કાયદાના કારોબારી વહીવટની ઘણી ખામીઓ થોડા વખતમાં બતાવવામાં આવી અને એમ કહેવામાં આવેલ કે તે કાયદાના સંબંધમાં પાંચ વરસની ટુંકી મુદતમાં એટલાબધા સુધારા સુચવવામાં આવ્યા કે તેનું છાપેલું લખાણ લગભગ અઠાવીશ પાના જેટલું થયું હતું. ૧૮૯૨ ની સાલમાં સુધરેલા કાયદાનો ખરડો તૈયાર કરવા કમિશનરોની એક કમિટી ભરવામાં આવી; અને સને ૧૮૯૬ ની અંદર નવો ખરડો તૈયાર થયો. પણ કેટલાએક કારણસર તેને મુલતવી રાખવામાં આવ્યો. છેવટે કાઉન્સીલ આગલ સને ૧૮૯૯ નું બીજું બીલ રજુ કરવામાં આવ્યું. સને ૧૮૮૪ નો કાયદો અને સને ૧૮૭૩ ના કાયદાના કેટલાએક ભાગને એકઠો કરવા પ્રથમ પ્રયત્ન કરવામાં આવ્યો. "ટાઉન" અને "સીટી" મ્યુનીસીપાલીટીઓ વચ્ચેનો તફાવત તેમના બંધારણને વધારે ઉદાર કર્યાં સિવાય સજીવન થયો. અને સીટી મ્યુનીસીપાલીટીઓના સંબંધમાં ચીફ ઓફીસરની નીમણુંક કરવાનું તેમાં ઠરાવ્યું. આવા ચીફ ઓફીસરને મ્યુનીસીપાલીટીના તાબામાં રહી સદરહુ કાયદાનો અમલ કરવાનો હતો. પણ

તેમને અમુક સરત સિવાય તેમની જગોએથી ખસેડી શકાય તેમ નોહોતું. વળી મ્યુનીસીપાલ કાઉન્સીલરો કેવી રીતે નાલાયક થાયે તે તે કાયદામાં નક્કી કરવામાં આવ્યું. અને પોતાની જગાની મુદત થતા પહેલાં અમુક રીતે તેમને તેમની જગોએથી દૂર કરવાની સત્તા પણ આપવામાં આવી.

પણ નવા કાયદામાં મ્યુનીસીપાલ વહીવટના વિસ્તાર અને વિગત સંબંધી ઘણો ઓહોળો બંદોબસ્ત ( વિધાન ) કરી આ નવા કાયદામાં મોટો સુધારો કરવામાં આવ્યો હતો. આરોગ્ય, બઝાર–ચેપી રોગો, મકાનો, વસુલાત ઉઘરાવવા વિગેરે સબંધીના નિયમો તદન નવા હતા પણ હઠીલાઇ અથવા નાલાયકીના કારણસર મ્યુનીસીપાલીટીના વહીવટ વચ્ચે ડખલ કરવાની સરકારની આપખુદ સત્તા સંબંધીની ભયંકર કલમો આ કાયદામાં રાખવામાં આવી હતી. વળી વધારાની સત્તા ચીફ ઓફી· સરની નીમણુંક સબંધી હતી, કારણ કે કાયદા પ્રમાણે ચીફ ઓફીસરની કેટલીએક બબતોના વહીવટ સબંધી મ્યુનીસીપાલીટીને વચ્ચે પડવાનું નોહોતું. શ્રીયુત ( સર ) **નારાયણ ગણેશ ચંદાવરકર**, જે તે વખતે કાઉન્સીલના સભાસદ હતા, તેમણે તે કાયદા સંબધી નીચે પ્રમાણે જણાવ્યું હતું.

" The bill gave an official colouring to the constitution of the mofussil municipalities and withdrew from them rights which they had enjoyed under the act of 188ɨ."

નોટીફાઇડ એરીઆના આરોગ્યતાના કારોબાર સબંધીના સદરહુ ખરડાના ભાગ ઉપર ઘણી ચર્ચા થઇ હતી. અને તે ખરડા પ્રમાણે લગો· લગના એરીઆ જાહેર કરવાની, તેની અંદર કરો નાંખવાની અને તેમના વહીવટ માટે નીમાયલી કમીટીઓને સદરહુ ક્ષેત્રફળની અંદર (નાંખવામાં આવેલા કરોની ) વસુલ થએલ રકમ ખરચવાની સત્તા આપવાનું કારો· બારી સરકાર હસ્તક રાખવામાં આવ્યું.

આ ખરડો સીલેકટ કમિટી આગળ ગયો તે પહેલાં, તેની અંદર સને ૧૯૧૪ ની સાલની અંદર મ્યુનીસીપાલ કમિશનર સંબંધમાં જે કાયદો ઘડવામાં આવ્યો, તેવો કાયદો ઘડવા સંબધી ગોઠવણ કરવામાં આવી હતી. પણ મરહુમ નામાંકિત લોકમાન્ય નાગરીક શ્રીયુત **ગોપાલ· કૃષ્ણ ગોખલે**ની બાહોશ લડતથી, તે ભાગ કાઢી નાંખવામાં આવ્યો.

અને એક સમાધાન તરીકે "ચીફ ઓફીસર" સબંધનો ભાગ તેના ખરડામાં દાખલ કરવામાં આવ્યો. સદરહુ બીલ બીજી વખતનાં વાંચન માટે કાઉન્સીલ આગળ રજુ કરવામાં આવ્યું, ત્યારે તે નીડર સ્વદેશાભિમાનીએ ખુલ્લા શબ્દોમાં જણાવ્યું હતું કે સ્થાનિક સ્વરાજ્યના સંબંધમાં જે બાબત લોકોને ગમતી નથી તે બાબત સરકાર કરવા માગે છે. દાખલા તરીકે સને ૧૮૮૮ ની સાલમાં મુંબઇની મ્યુનીસીપાલ કોરપોરેશનના સંબંધમાં કાયદો ઘડવાનો હતો, ત્યારે ઇલાકાના શેહેર બાહાર, જે મ્યુનીસીપાલ વહીવટ નાની નાની કમિટીઓ મારફત ચાલતો હતો, તેવો વહીવટ મુંબઇ શહેરની પ્રજાની માગણી નહી છતાં દાખલ કરવાની કોશીશ કરવામાં આવી હતી; અને જ્યારે મરહુમ નાગરીક સર ફીરોજશા મેહેતા અને તેલંગની આગેવાની હેઠલ,મુંબાઇની કોરપોરેશને ભારે પ્રોટેસ્ટ રજુ કર્યો, ત્યારે તે ભાગ કાઢી નાંખવામાં આવ્યો; તેવુંજ સને ૧૮૯૫ ના ખરડા વખતે લોકમત નાની નાની કમિટીના વહીવટના લાભમાં હતો, ત્યારે ઇલાકાના શેહેરની બહારની મ્યુનીસીપાલીટીઓને માટે, મુંબાઈ શહેરના જેવો કારોબારી અધિકારી નીમવાનું બંધારણ ખરડામાં મુકવામાં આવ્યું; આવી મજબુત લડતના પરિણામે મ્યુનીસીપાલ કમિશનર જેવા કારોબારી અધિકારી નિમવાનું તે વખતે પડતું મુકાયું, પણ "ચીફ ઓફીસર" તો એક સમાધાન તરીકે દાખલ થયા.

સને ૧૮૯૫ નો બીજો ખરડો સને ૧૯૦૧ ના ત્રીજા કાયદા તરીકે અમલમાં મુકાયો, પણ તે કાયદામાં કેટલીએક પાછી હઠાવનારી કલમો દાખલ થઇ અને સને ૧૮૮૪ ના કાયદા કરતાં વધારે ઉદાર રાજનીતિ (Liberalize) આ કાયદાથી મ્યુનીસીપાલીટીઓના સંબંધી થઇ નહીં. આ નવા કાયદા પ્રમાણે મ્યુનીસીપાલીટીના સભાસદોની અડધી સંખ્યા લોકથી ચુંટાયલા સભાસદોની બનવાની હતી, પણ તે અડધી **સંખ્યામાંથી સરકારને યોગ્ય લાગે તો અમુક નાત જાતને અમુક સંખ્યામાં પોતાના સભાસદો ચુંટવાનો હક આપી શકે તેમ હતું, આવી સત્તા સને ૧૮૮૪ ના કાયદામાં નહોતી.** આના સંબંધમાં કાઉનસીલમાં ઘણી જુબેસ બીન અધિકારી સભાસદોએ ચલાવી. પણ જવાબમાં એમ કહેવામાં આવ્યું કે આ નવા કાયદા પ્રમાણે સરકારને યોગ્ય લાગે તો તમામ સભાસદો ચુંટાયલા નીમાઇ શકાય, અને જો તેમ કરવામાં આવે તો નાની જાતો કે મંડલો જેમના પ્રતિનિધી સાધારણ ચુંટણીથી આવી શકે નહી તેમને નીમવાની સત્તા સરકાર હસ્તક રહે નહી. પણ તે દલીલના સંબંધમાં એટલોજ જવાબ અપાયેલો, કે જે વખતે સરકાર

તેને હક બક્ષે તે વખતે તેવી સરત કરે અગર ચુંટણી વખતે અમુક વોર્ડ તેવો બનાવે, એ વિગેરે દલીલ છતાં તે કલમ રાખવામાં આવી. વળી મદ્રાસ ઇલાકામાં કાયદા પ્રમાણે તે વખતે ૧૮ મ્યુનીસીપાલીટીઓ એવી હતી કે જેમને પોતાના સભાસદોના પોણા ભાગના સભાસદો લોકોથી ચુંટવાની સત્તા હતી. વાયવ્યપ્રાંતમાં જે જે મ્યુનીસીપાલીટીઓને ચુંટણીનો હક બક્ષવામાં આવેલો તે મ્યુનીસીપાલીટીઓ પોતાના સભાસદોના પોણા ભાગના સભાસદો ચુંટણીથી નીમતા, મધ્યપ્રાંતમાં પણ તેવોજ કાયદો હતો તે વખતે વળી બંગાલા અને પંજાબની ઘણીખરી મ્યુનીસીપાલીટીઓના સભાસદોના $\frac{2}{3}$ ભાગના સભાસદો ચુંટાયલા હતા. અને $\frac{1}{3}$ સરકારથી નીમાયેલા હતા. પણ મુંબાઇનેતો આ નવા કાયદાથી ફકત $\frac{1}{2}$ ભાગ ચુંટણીથી નીમવાની સત્તા આપવામાં આવી. ૧૮૮૪નો કાયદો ઘડાયો તે વખતે એવું કહેવામાં આવ્યું હતું કે સરકાર અડધા કરતાં વધારે સભાસદો ચુંટણીથી નીમશે. પણ લોર્ડ રેની સરકારે પુના શહેરને $\frac{2}{3}$ સભાસદો ચુંટણીથી નીમવાની સત્તા આપેલી તે હક પણ સને ૧૯૦૨ની સાલના કાયદો અમલમાં આવ્યો તે પહેલાં પાછો ખેંચી લેવામાં આવ્યો હતો; અને પુના સિવાય, ઘણા વરસો સુધી, કોઇપણ મ્યુનીસીપાલીટીને તેવો હક બક્ષવામાં આવ્યો નહતો.આ એક આપણી પ્રાંતિક સરકારની પાછલ હઠાવવા જેવી રાજનીતિ ઘણાઓએ વખોડી છે,અને જ્યારે દેશના બીજા ભાગોમાં સ્થાનિક સ્વરાજ્યનો હક ઘણી છુટથી બક્ષવામાં આવે છે ત્યારે આપણી સરકાર જે ઉદાર રાજ્યનીતિ બક્ષનાર તરીકે મગરૂબી ધરાવે છે, તે સ્થાનિક સ્વરાજ્યની ચુંટણીનો હક બક્ષવા સંબંધી તદન પાછલ હઠાવનારી રાજનીતિ ધરાવેછે, એ ઓછું શોચનીય નથી. આ જગોએ કહેવું જોઇએ કે સને ૧૮૮૪ ની સાલમાં મ્યુનીસીપાલીટીઓના બંધારણ સબંધી ઉદાર રાજનીતિ બતાવવાનું જે વચન આપવામાં આવ્યું હતું તે વચન લગભગ ચોવીસ પચીસ વરસે લોર્ડ જીઓર્જ સીડન હામ કલાર્કની સરકારે પાળ્યું અને સીટી અને ટાઉન મ્યુનીસીપાલીટીઓ જેની વસતી પંદર હજાર અને તેથી વધારે હતી તેના પ્રમુખો ચુંટણીથી નીમવાનો હક આપ્યો, અને તે મ્યુનીસીપાલીટીના તમામ સભાસદોના $\frac{2}{3}$ ભાગ ચુંટણીથી નીમવાનો હુકમ કર્યો. અને હવે મ્યુનીસીપાલીટીના તમામ સભાસદોને ચુંટણીથી નીમવાનો હક જલદીથી બક્ષવામાં આવે એવી લોકઇચ્છા સરકાર જલદીથી ફલીભુત કરે. પણ અહીં દિલગીરી સાથે જણાવવું પડે છે કે પ્રમુખ નીમવાની જે સત્તા સરકાર તરફથી ટાઉન અને સીટી મ્યુનીસીપાલીટીઓને

બક્ષવામાં આવી છે તેમાં કે સભાસદો પસંદ કરે તે સભાસદને પ્રમુખ તરીકે નીમી શકાય. તે હક જ્યારે બક્ષવામાં આવ્યો ત્યારે સબ ડીવીઝનના અમલદારો તે ચુંટણીમાં ઉમેદવાર થતા નોહેતા, તેમ તેમને સભાસદો તરીકે નીમવામાં આવતા નોહોતા; તેથી બાહોશ નાગરીકો પ્રમુખ તરીકે ચુંટી શકાતા હતા, પણ આપણી સરકારે તે રાજનીતિ ફેરવી નાંખી. ડીવીઝન કમિશનરો તેવા સબ ડીવીઝન અમલદારોને સભાસદ તરીકે નીમે છે, અને તેથી તેઓ પ્રમુખની જગા માટે ઉમેદવાર થાય છે, અને જયારે એક અધિકારી ઉમેદવાર હોય તો તાલુકામાં વસતા લોકોમાંથી ચુંટાયલા સભાસદને, બીન-સરકારી સભાસદને, પ્રમુખ તરીકે નીમવાનો, પોતાનો મત આપતાં, કેટલીક મુશ્કેલીઓ અને અડચણો આવે છે, તેનો ખ્યાલ તે જગો ધારણ કરનાર-નેજ આવી શકે ! આવી સ્થિતિમાં સબ ડીવીઝનના અધિકારીઓને સભાસદ સરકારે નીમવા જોઇએ નહી. લોર્ડ રીપનની સરકારના મજકુર ઠરાવને લગભગ પાંત્રીશ વરસ થવા આવ્યા, તેમ છતાં પણ બાહારથી રહીને મ્યુનીસીપાલ વહીવટ ઉપર દેખરેખ રાખવાની અને જરૂર જણાય યોગ્ય સલાહ આપવાની રાજનીતિ આપણી સરકાર તરફથી અમલમાં મુકાતી નથી, તો પછી સ્થાનિક સ્વરાજ્યનો બોહોળો વિસ્તાર કેવી રીતે થઇ શકે ? લોર્ડ જીઓર્જ સીડનહામ કલાર્કની સરકારે પ્રમુખ ચુંટવાનો હક બક્ષ્યો, ત્યારપછી જ્યાં જ્યાં તે હકનો અમલ કરવામાં આવ્યો છે, અને લોકથી નીમાએલ સભાસદ પ્રમુખ તરીકે રહેલ છે, ત્યાં ત્યાં તે દરેક સભાસદે પ્રમુખ તરીકેની પોતાની ફરજ ઘણી બાહોશીથી અને સ્થાનિક સ્વરાજ્યને છાજે તેવી રીતે બજાવી છે. અને સરકાર તરફથી તેમના વહીવટ સબંધી ફરીયાદ કરવામાં આવી હોય એમ જાણવામાં નથી. પંચમાહાલ જીલ્લાના શેહેરને પોતાનો પ્રમુખ ચુંટવાની સત્તા પણ મળી નથી તેમ તેને કે સભાસદો ચુંટાયલા મળ્યા નથી એ શોચનીય છે. ઉપર જણાવેલ સ્થિતિમાં લોકથી નીમાએલ સભાસદ પ્રમુખ થઇ શકતો નથી. સરકારે પણ સને ૧૯૦૮ના પોતાના ઠરાવમાં મ્યુનીસીપાલીટીઓને અધિકારીઓના કાબુમાંથી મુક્ત કરવાને સુચવ્યું છે, અને તેમાં કબુલ કર્યું છે કે શરૂઆતમાં થોડા વખતના માટે કાર્યદક્ષતા (efficiency) માં ઘટાડો થશે, પણ બુદ્ધિમાન અને જાહેર જુસ્સાવાલા મનુષ્યોના જાણવામાં આવશે કે મ્યુનીસીપાલ કાર્યમાં બોહોલું ક્ષેત્ર ખુલ્લું મુકાયું છે, તો તેઓ આગળ પડતો ભાગ લેશે અને જરૂરી અનુભવ મેલવી મ્યુનીસીપાલ વહીવટ કરવા સંપૂર્ણ રીતે શક્તિવાન નીવડશે. સરકારની

જ્યારે આવી ઇચ્છા છે તો પછી જીલ્લા કે સબડીવીઝનના અધિકારીઓને શભાસદ તરીકે નીમવાનું ડીવીઝન કમિશનરોએ માંડી વાલવું જરૂરનું નથી? ડીવીઝન કમિશનરોના હાથમાંની આ સત્તા સ્થાનિક સરકાર હસ્તક મુકવાની જરૂર નથી?

સને ૧૯૦૧ ના કાયદામાં જુદા જુદા જરૂરી ફેરફારો, સને ૧૯૦૨ ના ત્રીજા એકટ, સને ૧૯૦૩ ના બીજા, સને ૧૯૦૪ ના ચોથા, સને ૧૯૧૨ ના દશમા, અને છેવટે સને ૧૯૧૪ ના આઠમા એકટથી કરવામાં આવ્યા છે, તેમાં જે ફેરફાર સને ૧૯૧૪ માં કરવામાં આવ્યો તે એક લાખ અને તેથી મોટી વસ્તીવાલા શહેરોની મ્યુનીસીપાલટીના કારોબાર સંબંધી છે.

આવી રીતે તે કાયદાથી મ્યુનીસીપાલ કમિશનરની, મુંબાઇ શહેરની મ્યુનીસીપાલીટીની માફક, નીમણુંક કરવાની સત્તા સરકારને મલી છે અને તે સત્તા જરૂરની હતી એમ આપણા આગેવાન શેહેરી શ્રીયુત ચીમનલાલ હરીલાલ શેતલવાડ વિગેરેનું માનવું છે. આવી રીતે મ્યુનીસીપાલીટીઓનો કારોબાર ચલાવવા સરકારી અધિકારી નીમવાની ફરજ પડવાથી લોક નીમીત સભાસદોના હાથમાંથી મ્યુનીસીપાલટી વહીવટ જતો રહ્યો છે. અને તેથી લોર્ડ રીપનની સરકારનો જે હેતુ લોકોને સ્વરાજ્ય સબંધી શિક્ષણ આપવાનો અને રાજદ્વારી કેળવણી આપવાનો હતો તે જતો રહેલો કહી શકાય. આ સુધારેલા કાયદા પ્રમાણે મ્યુનીસીપાલીટીઓએ ઘડી રાખેલા અને સરકારે મંજુર કરેલા નિયમો પ્રમાણે એકજ મોટા પગારવાળા અમલદારે પોતાના મનસ્વીપણે મ્યુનીસીપાલીટીનો વહીવટ કરવો, મ્યુનીસીપાલીટીઓએ બજેટ પસાર કરવું, અને વિચાર ચલાવવા જેવી બાબતો સંબધમાં સાધારણ રીતે વિચાર ચલાવવો. આવા મોટા પગારવાલા અધિકારીની નીમણુંક મ્યુનીસીપાલીટીનો અંદરનો કારોબાર ચલાવવાને ઇલાકાના શેહેરને કદાચ યોગ્ય હોય, કારણ કે સ્વતંત્ર મીજાજના, અધિકારીથી બેગરજવાન પુરૂષો તેવા મંડળમાં મળી શકે.વળી ત્યાં જાહેર લોકમત પણ ઘણો મજબુત હોય છે. અને જાહેર છાપાઓદ્વારા પણ તેવા આપખુદ અમલદારની જોહુકમી જાહેરમાં લાવવાનું બની શકે છે. વળી પગાર વધારે હોવાથી તે અમલદાર પણ વધારે અનુભવી ઇલાકાના શહેરની અંદર હોય છે. છતાં પણ મુંબાઇ શહેરમાં સર ફીરોજશાહ મેહેતા જેવા આગેવાન શહેરીને મુંબાઇની કોરપોરેશનમાંથી દૂર કરવાને "કોકસ" ફતેહમંદ થએલ. વળી ત્યાંના મ્યુનીસીપાલ કમિશનરે ઇલાકામાં સ્કુલ કમિટીમાં બેસવાને, તથા સ્થાનિક લેજીસલેટીવ કાઉન્શીલમાં

કોરપોરેશનના પ્રતિનિધિ તરીકે જવાને પણ પ્રયાસ કર્યો હતો. આવી હકીકત ઇલાકાના શહેરમાં બને છે, તોપછી ઇલાકા બાહારના શેહેરમાં તેવો અધિકારી થોડા અનુભવવાલો અને અધિકારના ફાંકામાં શું ન કરી શકે ?

મ્યુનીસીપાલીટીમાં કેવા સભાસદો બેસે છે ! તેવા સભાસદોના મન ઉપર પોતાની છાપ બેસાડવા અને પોતાના ધાર્યા પ્રમાણે મત અપાવવા તે પ્રયાસ કરે એ અજાયબી ઉપજાવે તેવું નથી. વળી આ નવા કાયદા પ્રમાણે ઓડીટર અને એકાઉન્ટન્ટ જો કે મ્યુનીસીપાલીટી નીમી શકે અને તેને બરતરફ પણ કરી શકે તેમ છે તોપણ તેઓ બંન્ને મ્યુનીસીપાલ કમિશનરના તાબાના માણસો છે એટલે તેના બીલો વિગેરે જે ચોક્કસાઇથી ચેક થવા જોઇએ તે ચોક્કસાઇથી ચેક થવા મુશ્કેલ છે. મુંબાઇ શહેરની મ્યુનીસીપાલીટીના કાયદા પ્રમાણે ઓડીટરો તો કમિશનરથી તદ્દન સ્વતંત્ર છે. મુંબાઇ શહેરની મ્યુનીસીપાલીટી માટે પ્રથમ કમિશનર નીમવામાં આવ્યો ત્યારે હિસાબીખાતા માટે "કાન્ટ્રોલર" નીમાયા હતા, અને તેઓ કમિશનરથી સ્વતંત્ર હતા. આવી સ્થિતિમાં મી. આરથર ક્રોફર્ડ જેવા બાહોશ મ્યુનીસીપાલ કમિશનરને મેજરટેકર જેવા બાહોશ કાંન્ટ્રોલરના કાબુની જરૂર હતી. અને જ્યારે તેવા નીડર કોન્ટોલર રાજીનામુ આપી ચાલી ગયા ત્યારે મુંબાઇ શેહેરની મ્યુનીસીપાલીટીના નાણાં પ્રકરણી વહીવટ ખરાબ સ્થિતિએ પોહોંચ્યો. અને આખા મુંબાઇ શેહેરને ખલભલાવી મૂક્યું; અને મોટી મોટી ઘણા દિવસો સુધી ચાલેલી સભાઓ ભરવી પડી અને મી. ક્રાફર્ડને પોતાનો ખુલાસો તે સભા આગળ આપવો પડયો હતો. આ પ્રમાણે મુંબાઇ શેહેર કે જ્યાં યુરોપીઅન તેમજ દેશી બીનસરકારી વર્ગ હસ્તી ધરાવે છે, ત્યાં બની શક્યું. પણ ઇલાકા બાહારના શેહેરોમાં આવું બનવું અશક્ય છે. મ્યુનીસીપાલ કમીશનરના વહીવટ સંબંધી ઘણી ચર્ચા થઇ રહી છે, અને મ્યુનીસીપાલીટીનો જે કારોબાર કાયદાથી તેમના હસ્તક નથી તે કારોબાર સંબંધમાં ઘણી વખત જાહેર પેપરોમાં જણાવવામાં આવેલ છે. છતાં ગુજરાતમાં આગેવાન ગણાતા અને જ્યાં લોકમત ઘણો આગળ વધ્યાનું કહેવામાં આવે છે ત્યાં આગળ પણ અધિકારી મંડલના ડરના લીધે જાહેર મત સભાઓ દ્વારા બાહાર પડી શકયો નથી એ શું બતાવે છે ? કારોબારી અમલદાર નિમાયા પછી પ્રથમના કરતાં આ શેહેરની મ્યુનીસીપાલીટીનો વહીવટ સુધર્યો છે કે પ્રજાના હિતને નુકસાન થયું છે તેનો વિચાર આ શેહેરના આગેવાનો કરશે કે ?

આ સંબંધમાં મ્યુનીસીપાલીટીઓ તથા લોકલ બોર્ડોના હાલના ચાલતા કાયદા સંબંધી વિસ્તારમાં ઉતરીશ ત્યારે વધુ જણાવીશ.

સદરહુ સને ૧૯૧૪ કાયદાથી બીજો ફેરફાર એ થયો કે અમુક મ્યુનીસીપાલીટીની અમુક હદમાં રહેનાર માણસ તે મ્યુનીસીપાલીટીનો સભાસદ થઇ શકે છે.

આ પ્રમાણે આપણા ઇલાકાનો ઇલાકાના શહેર બાહારની મ્યુનીસીપાલીટીઓ સંબંધનો કાયદો છે. અને તેવી ૧૫૭ સને ૧૯૧૫માં અને હાલ ૧૫૩ મ્યુનીસીપાલીટીઓ આખા ઇલાકામાં, ઇલાકાનું શહેર બાદ કરતાં, છે, અને તેની અંદર કુલ વસ્તી ૨૩૫૦૦૦૦ છે. અને લગભગ બે હજાર કરતાં વધારે માણસો તેના વહીવટ સાથે સંબધ ધરાવે છે. આ મ્યુનીસીપાલીટીઓની કુલ પેદાશ રૂ. ૧૧૦૦૦૦૦ કરતાં વધારે થાય છે. અથવા અસાધારણ પેદાશ અને દેવું બાદ કરતાં એંહસીંહ અને નેવું લાખ રૂપીઆની વચ્ચે આવે છે. અને લગભગ આ તમામ રકમ જાહેર સેવાના, પ્રાથમિક કેળવણી સાથે મુળારંભના ( rudimentary ) કાર્યોમાં ખરચાય છે. આ મ્યુનીસીપાલીટીઓ પૈકી ફકત થોડીજ મ્યુનીસીપાલીટીઓ આરોગ્યના સંરક્ષણ સંબંધો, ગટર સંબંધી, અને પાણી પુરૂં પાડવા સંબંધી સંતોષકારક ગોઠવણો કરી શકી છે. પબ્લીક મારકેટ સિવાય કોઇ મોટી મહત્વની યોજનાઓ મ્યુનીસીપાલીટીઓ ભાગ્યેજ ધરાવતી હશે. શેહેરોને વિસ્તારવાની અને તેના જેવા બીજા નાના સુધારા ધીમે ધીમે થવા માંડયા છે. આખા હિંદુસ્તાનમાં ઇલાકાના શહેરની મ્યુનીસીપાલીટીઓ બાદ કરતાં સને ૧૯૧૨-૧૯૧૩ની આખરે ૭૦૧ મ્યુનીસીપાલીટીઓ આશરે હતી; સને ૧૯૦૬-૧૯૦૭ ની અંદર ૭૩૭ હતી; અને સને ૧૯૦૦-૧૯૦૧ ની સાલ માં ૭૪૨ હતી; સને ૧૮૯૦-૯૧ માં ૭૩૯ હતી; સને ૧૮૮૦-૧૮૮૧ માં ૭૨૨ હતી, અને તે મ્યુનાસીપાલીટીઓની વસ્તી સને ૧૯૦૦-૧૯૦૧ ની સાલમાં લગભગ ૧૩૮૭૧૨૭૮ જેટલી હતી; અને મેમ્બરોની સંખ્યા ૯૭૯૭ ની હતી; તેમાં લોકનિમીત સભાસદો ૫૦.૪ દર સેકડે હતા. જ્યારે સને ૧૮૯૦-૯૧ માં તેનું પ્રમાણ ૫૩.૧ જેટલું હતું. સને ૧૯૧૨-૧૩ ની સાલમાં આવી તમામ મ્યુનીસીપાલીટીઓની પેદાશ રૂ. ૪૯૨૪૮૬૭૫ જેટલી હતી અને મુંબાઇ ઇલાકાની રૂ ૮૭૯૦૮૧૦ હતી. લોકો ઉપર કર નાંખવામાં આવે છે, તે તથા સરકાર તરફથી મદદ મળે છે, તે સુદ્ધાંત સને ૧૯૧૨-૧૩ ની સાલમાં આવકના આંકડાઓ કોઠાના પ્રમાણમાં નીચે બતાવ્યા છે.

## આવક સને ૧૯૧૨-૧૩.

| ઇલાકો. | જકાત | ત્રર જમીન વેરો. | વ્હાલ ટેક્ષ તથા જાનવર. ટેક્ષ | ધધા ઉપર નોકર. | ટોલ. | પાણી વેરો. | સુધરાઇ વેરો આરોગ્ય રક્ષણ વેરો. | બીજા વેરા. | કુલ કરો. | અમુક કાયદાથી. | મ્યુનાસાપાલ મીલકત ઉપરનો. | સરકાર ગ્રાન્ટ. | પરચુરણ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મદ્રાસ. | | ૪૫.૦ | ૧૦.૨ | ૮.૬ | ૧૯.૦ | ૧૬.૮ | ૦.૦ | ૦.૪ | ૪૪.૦ | ૦.૩ | ૧૫.૧ | ૧૬.૪ | ૪.૨ |
| મુંબાઇ. | ૪૬-૯ | ૧૬.૩ | ૩.૨ | ૦ ૩ | ૪.૫ | ૧૬ ૯ | ૮.૦ | ૩.૯ | ૬૨.૬ | ૦.૫ | ૧૬.૪ | ૧૭.૧ | ૩ ૪ |
| બંગાળા | | ૩૭.૨ | ૫.૫ | ૧.૮ | ૨ ૧ | ૧૩.૯ | ૨૫ ૧ | ૧૪.૪ | ૭૫.૮ | ૨.૧ | ૮.૪ | ૧૧.૫ | ૨.૨ |
| સંયુક્ત પ્રાંત | ૬૯-૨ | ૫ ૪ | ૧.૦ | ૩.૮ | ૨.૮ | ૬.૬ | ૧.૧ | ૧૦.૧ | ૬૨.૮ | ૧.૬ | ૧૯.૭ | ૧૩.૬ | ૨.૩ |

## ખરચ સને ૧૯૧૨-૩.

| ઇલાકો | વહીવટ ખરચ. | જાહેર સલામતી. | પાણી અને ગટર. | આરોગ્ય રક્ષણ. | જાહેર બાંધકામ. | લોક સુખાકારી અને સગવડના બીજા ખાતા. | લોક કેળવણી | પરચુરણ. |
|---|---|---|---|---|---|---|---|---|
| મદ્રાસ. | ૬.૯ | ૪.૨ | ૧૦.૫ | ૨૦.૩ | ૨૭.૬ | ૧૩.૨ | ૧૦.૨ | ૭.૧ |
| મુંબાઇ. | ૮.૫ | ૫.૨ | ૨૫.૧ | ૧૪.૧ | ૧૪.૩ | ૧૦.૫ | ૧૫.૨ | ૭ ૧ |
| બંગાળા. | ૭.૨ | ૬.૯ | ૨૪ ૭ | ૨૬.૮ | ૧૬.૪ | ૭.૫ | ૩.૩ | ૭ ૨ |
| સંયુક્ત પ્રાંતો. | ૧૦.૨ | ૬.૦ | ૨૭.૭ | ૧૭.૨ | ૧૩.૫ | ૬.૨ | ૪.૫ | ૧૪.૩ |

## મ્યુનીસીપાલીટીઓ અને સરકાર.

સરકાર મ્યુનીસીપાલીટીઓને નિયમિત મદદ આપતી નથી; પણ કેટલાએક ઇલાકાઓમાં કેળવણી, ઇસ્પીતાલો અને જાનવરોના દવાખાનાના કામમાં જે જે મ્યુનીસીપાલીટીઓ તેવાં કાર્ય કરવાનું માથે લે છે તેમને નિયમિત મદદ અપાય છે. વળી કોઇ મ્યુનીસીપાલીટી ગટર અગર પાણી પુરૂં પાડવાની મોટી યોજના કરે છે, અને તે યોજના પોતાની ચાલુ પેદાશમાંથી કરી શકવાને અશક્ય હોય છે, અને તે માટે નાણાં ઉછીનાં લેવા પડે છે, તેવી વખતે પ્રાંતિક સરકાર ખરચમાં મોટી મદદ આપે છે. વળી ઇલાકાના શહેરો સિવાયની બીજી મ્યુનીસીપાલીટીઓ આ રકમ સાધારણ રીતે સરકાર પાસેથી ઉછીની લેછે. વળી વડી સરકાર પ્રાંતિક સરકારને મ્યુનીસીપાલીટીના ઉપયોગ માટે ખાસ ગ્રાંટ વખતોવખત આપે છે. અને કેળવણી અને આરોગ્યની વૃદ્ધિના માટે આ પ્રમાણે ખાસ ગ્રાંટો અપાય છે. સાધારણ રીતે મ્યુનીસીપાલ કાયદાથી પરવાનગી મળેલા કરો મ્યુનીસીપાલીટીથી સરકારની (એટલે મુંબાઇ ઇલાકામાં કમિશનરની અને મદ્રાસમાં ગર્વનર ઇન કાઉન્સીલની) પરવાનગી સિવાય નાંખી શકાતા નથી, તેમ જે કર ચાલુ હોય તે તેવી મંજુરી વગર ઓછો કરી શકાતો નથી.

મુંબાઇ સિવાયના બીજા ઇલાકાઓમાં પ્રાંતિક સરકારની મંજુરીથી મ્યુનીસીપાલ બજેટ પસાર થાય છે. અને મુંબઈ ઇલાકામાં તે મંજુરી ડીવીઝનના કમિશનરોની મેળવવી પડે છે. આ સંબંધમાં ડીસેન્ટ્રલાઇઝેશન કમિશને એવી ભલામણ કરેલી છે કે મ્યુનીસીપાલ કાયદામાં જેટલી સત્તા છે તે સત્તા પ્રમાણે કર નાંખવાની અને તેનામાં ફેરફાર કરવાની સંપૂર્ણ છૂટ મ્યુનીસીપાલીટીઓને આપવી જોઇએ. પણ જ્યાં કાયદાથી નિર્માણ નહી થયું હોય ત્યાં બાહારની સત્તાની મંજુરી, કર વધારવા સંબંધમાં, લેવાનું ફરજીઆત રાખવું જોઇએ. વળી એમ પણ ભલામણ કરવામાં આવી છે કે મ્યુનીસીપાલીટીઓને પોતાના બજેટ સંબંધમાં સંપૂર્ણ છૂટ મળવી જોઇએ. બજેટ કલેકટરની મારફતે કમિશનર ઉપર મોકલવાનો અને અમુક સંખ્યા ચાલુ સીલીકમાં રાખવાનો ફરમાન હોવો જોઇએ. પટાવાલા કે કારકુનના પગારમાં એક રૂપીઓ વધારવો હોય તો તેને માટે સરકાર સુધી મંજુરી માટે જવું પડે છે. એટલો બધો કાબુ મદ્રાસ ઇલાકામાં મ્યુનીસીપાલીટીઓ ઉપર સરકાર ધરાવે છે.

લોર્ડ રીપનની સરકારના ઠરાવ પ્રમાણે મ્યુનીસીપાલ વહીવટ સંબંધમાં બાહારથી કાબુ રાખવાનો અને અંદરની ડખલ કાઢી નાંખવાનો હવો, તે પ્રમાણે તે કાબુ જીલ્લાના અધિકારી (કલેક્ટર) અને ડીવીઝનના

કમિશનરની મારફતે રખાય છે. કમિશનરની મરજી હોય ત્યારે કોઇ પણ મ્યુનીસીપાલ કામ અથવા દફતર તપાસી શકે છે, અને લોકને નુકશાન કરે અગર હેરાનગતી આપે તેવું અથવા સુલેહનો ભંગ થાએ તેવું કાર્ય થવાનું હોય તે અથવા કોઇ ગેરકાયદેસર કૃત્ય થતું હોય તે કરતાં, કમિશનર પ્રાંતિક સરકારની મંજુરીના તાબે મ્યુનીસીપાલીટીને અટકાવી શકે છે. મ્યુનીસીપાલ કમીશનરો કોઇ પણ ફરજ અદા કરવાને બેદરકાર રહે તે ફરજ પુરી કરવા સરકાર બંદોબસ્ત કરી શકે છે. અને નાલાયકી, કસુર, અથવા સત્તાના ગેરઉપયોગના કારણસર મ્યુનીસીપાલીટીને સસપેન્ડ પણ કરી શકે છે. ટુંકમાં નાણાં અને નિમણુંકની બાબતમાં ખાસ કાબુ રાખવામાં આવ્યો છે.

## મ્યુનીસીપાલીટી અને મુંબાઈ સરકાર.

એક અગત્યની બાબત પ્રથમ જણાવવામાં આવેલ છે તે સંબંધમાં ફરીથી બોલવાની અહીં જરૂર જણાયાથી જણાવવાનું કે સરકારે મ્યુનીસીપાલીટીઓના કુલ વધુમતથી પ્રેસિડેન્ટ નીમવાનો જે ઠરાવ કર્યો છે તે ઠરાવ ફેરવી જે સભાસદને પ્રમુખ તરીકે નીમવા માટે વધુમત મળે તે સભાસદને નીમવો અને તે પણ જે સભાસદ તે જગો માટે ઉમેદવાર હોય તેમાં જે ઉમેદવારને વધુ મતો મલ્યા હોય તે ઉમેદવારને ચુંટી કાઢેલો જાહેર કરવો એ સંબંધમાં પ્રાંતિક ધારાસભાની ગઇ બેઠક વખતે ઓન. શ્રીયુત. વિઠ્ઠલભાઇ પટેલે ઠરાવ રજુ કર્યો હતો. તે ઠરાવ સરકારે થોડા નરમ શબ્દોમાં સ્વીકાર્યો છે તે એવી રીતે કે અધિકારી સભાસદ તેના ઉમેદવાર થશે નહીં પણ જયારે તે નિમણુંક કરવાનું સરકાર હસ્તક આવશે ત્યારે ઉમેદવારો સિવાયનાને નીમવાનું થશે નહિં તો, વધુ મત મેળવનાર પ્રમુખ તરીકે નીમાશે. પણ આવો ઠરાવ કોઇપણ રીતે ઉદાર રાજનીતિ વાળો કહી શકાય નહીં. સરકારે મ્યુનીસીપલીટીઓને કુલ સભાસદો ચુંટવાની સત્તા આપેલી છે તેના બદલે તમામ સભાસદો ચુંટવાની અને પ્રમુખ વધુમતે ચુંટવાની સત્તા સરકાર તરફથી મેળવવા ચળવળ કરવી જોઇએ. લોર્ડ રીપનના ઠરાવને લગભગ ચોત્રીસ વરસ થઇ ગયાં છે અને સ્થાનિક સ્વરાજયના વહીવટ સંબંધમાં લોકમત ઘણો આગળ વધ્યો છે. વળી સારા બુદ્ધિવાન ખંતીલા અને જાહેર જુસ્સાવાળા પુરૂષો તેમાં ઉમેદવારી કરવા લાગ્યા છે. કુલ વધુ મતનો લાભ લોકોને જોઇએ તેવો થતો નથી અને તેમાં અધિકારી તત્વ હાજર રહેલું હોવાથી, તેમની હાજરી લોકહિતને નુકશાનકારક છે. જયારે તમામ સભાસદો લોક નીમીત થવાની વિજ્ઞપ્તિ કરવામાં આવે છે તે વિજ્ઞપ્તિ વિરૂદ્ધ એમ કહેવામાં આવે છે. કે

સરકારી પ્રતિનિધી સરકારનું હિત જાળવવા આવાં મંડળોમાં જોઇએ, માઇનોરીટીના હિતના માટે પણ સરકારે ગોઠવણ કરવાની છે, એટલે તમામ સભાસદો લોકનીમીત હોઇ શકેજ નહી. તેના જવાબમાં એટલુંજ કહેવાનું કે સરકારનું હિત જાળવવાને સરકારને કાયદાથી બોહોળી સત્તા મળેલી છે, અને તે સત્તાનો ઉપયોગ સરકાર જરૂર પ્રસંગે મરજી પ્રમાણે કરી શકે છે. માઇનોરીટીના સંબંધમાં સરકારે પોતાના સને ૧૯૦૮ના ઠરાવમાં યોગ્ય જવાબ આપેલ છે. તેમાં જણાવ્યું છે કે તે સવાલ વ્યવહારીક ગુંચવણોવાળો છે. તે જુદી જુદી જાતોમાં કડવાશ પેદા કરનાર છે. સને ૧૯૦૯ ની સાલમાં બીજો ઠરાવ કરી તેમાં જણાવ્યું કે એકઠું વોટીંગ, અગર બેઠકોની સંખ્યા ધ્યાનમાં રાખ્યા વગર, દરેક વોર્ડના વોટરને, એકજ મત યાને વોટ આપવાનો હક આપવો. આથી માઇનોરીટીના પ્રતિનિધીત્વના સવાલનો નિર્ણય થઇ જશે વળી એમ પણ કેહેવાની જરૂર છે કે સ્થાનિક મંડળોમાં, જુદી જુદી જાતોના હીતના સવાલો વચ્ચે, ભાગ્યેજ અથડામણુ થાએ છે, અને તેવી અથડામણના પ્રસંગે નામદાર સરકાર પોતાની સત્તાનો ફટકો વાપરી શકે છે, એટલે કોઇપણ મ્યુનીનીસીપાલીટી આવા ફટકાની હાજરીમાં, કંઇપણ અથડામણ પેદા કરનારૂં કાર્ય કરી શકશે નહી. વડી સરકારના સને ૧૯૧૫ ના ઠરાવ તથા ડીસેંટ્રેલાઇઝેશન કમિશનની ભલામણ પ્રમાણે બીન-સરકારી સભાસદનેજ પ્રમુખ થવા દેવો જોઇએ. વીરમગામની મ્યુની-સીપાલીટીના પ્રમુખની છેલ્લી ચુંટણી વખતે જે કમનસીબ, નહિં ઇચ્છવાજોગ, બનાવ બન્યો હતો તેથી અધિકારી સભાસદની હાજરી શું કરી શકે છે તે ખુલ્લું જણાય છે.

## મ્યુનીસીપાલીટીની ફરજો.

કાયદાથી મ્યુનીસીપાલીટીની ફરજો ત્રણ વિભાગમાં વહેંચી નાંખવા-માં આવી છે. જાહેર (૧) સહીસલામતી તથા સગવડતા; (૨) સુખાકારી યાને તંદુરસ્તી, (૩) અને કેળવણી. હવે તે ત્રણ વિભાગોમાં જેનો સમા-વેશ થાએ છે તે નીચે પ્રમાણે છે.

૧ જાહેર સહીસલામતી—મેહેલાઓ તથા રસ્તાઓ બંધાવવા, તેમનું સંરક્ષણ કરવું, તેમની ઉપર રોશની રાખવી; તેમજ જાહેર લોકના ઉપયોગાર્થે તથા મ્યુનીસીપાલીટીના ઉપયોગ માટે મકાનો—જેવાંકે વાડી-ઓ, બગીચા, હોલો, ઓફીસો, પુસ્તકાલયો, મ્યુઝીયમો, ધર્મશાળાઓ વિગેરેની સગવડ કરાવવી અને તેને જાળવી રાખવાં.

(૨) જાહેર તંદુરસ્તી યાને સુખાકારી—દાકતરી મદદ, શિતળાખાતું, આરોગ્ય, ગટરકામ, પાણી પુરૂં પાડવું, તથા ચેપીરોગો સામે રક્ષણ કરવું.

(૩) જાહેર કેળવણી:-મુખ્યત્વે કરીને પ્રાથમિક કેળવણી. દુષ્કાળના વખતમાં સંરક્ષણ કરવાનું, આ વિગેરે તેમની ફરજો છે.

## મ્યુનીસીપાલીટીની સત્તા.

ફરજીઆત કાર્યો કરવાને મ્યુનીસીપાલીટીને કર નાંખવાની સત્તા છે અને તેમની આવકના મુખ્ય સાધન નીચે પ્રમાણે છે.

(૧) ઓકટ્રોઇ જકાત:-( મુખ્યત્વે કરીને ઉત્તર હિંદુસ્તાન, મુંબાઈ ઇલાકા અને મધ્ય પ્રાંતોમાં લેવાય છે. )

(૨) ઘર તથા જમીનવેરો. ( મદ્રાસ, મુંબાઇ, બંગાલા, અને મધ્ય પ્રાંતોમાં લેવાય છે ).

(૩) ધંધા તથા વેપારનો કર. ( મદ્રાસ અને સંયુક્ત પ્રાંતોમાં લેવાય છે ).

(૪) ટોલ—( મુંબાઇ, મદ્રાસ અને આસામમાં લેવાય છે ).

(૫) ઘોડા-ગાડીઓ ને જાનવરો ઉપર લેવાતો કર, જે સાધારણ રીતે " વ્હીલ ટેક્ષ "ના નામથી ઓળખાય છે.

(૬) મ્યુનીસીપાલીટી તરફથી નિશાળો, બઝારો, ગટરો, આરોગ્યના સંરક્ષણ સંબંધી થતાં કાર્યો તથા પાણી વિગેરેના બદલામાં લેવાતા કરો.

ઉપર પ્રમાણે આપણી મ્યુનીસીપાલીટીઓનું બંધારણ જણાવ્યા પછી સ્થાનિક સ્વરાજ્યની બીજી સંસ્થા લોકલબોર્ડની શી સ્થિતિ હતી તથા તેનું બંધારણ કેવું થયું, અને તેમની ઉત્પતિ કયારે થઇ તે જાણવાની જરૂર છે. તેથી તેના ઉપર હવે બોલીશ. અને પછી બંન્નેના સંબંધમાં હાલ કેવી સ્થિતિ છે અને સરકારે શું પગલાં ભરવાં તે પણ તે વખતે જણાવીશ.

## લોકલબોર્ડ.

ગામડાઓમાં સ્થાનિક સંસ્થાઓનો વિકાસ મ્યુનીસીપાલીટીઓ થયા પછી થયો હતો. અને મ્યુનીસીપાલ રાજ્યવહીવટના કરતાં લોકલબોર્ડનો વહીવટ વધારે ધીમો ચાલ્યો છે. મદ્રાસ અને મુંબાઇ ઇલાકામાં હાલના સ્થાનિક સ્વરાજ્યનું મૂળ બીજ, સ્થાનિક સુધારણા અર્થે જે અર્ધ ઐચ્છિક ફંડો કરવામાં આવતાં હતાં ત્યાંથી શરૂ થાએ છે. આ ( Voluntary association ) ઐચ્છિક સમાજની રૂઢી બંગાલા અને સંયુક્ત પ્રાંતો સુધી પહોંચી નોહોતી. પણ સ્થાનિક દવાખાના, રસ્તા અને નિશાળોને, લગતા ફંડોના વહીવટમાં સ્થાનિક અમલદારોને મદદ કરવા સલાહકાર કમિટીઓ નીમવામાં આવતી હતી. આવી રીતના ગામડાંઓના સ્થાનિક સ્વરાજ્યની સ્થિતિ પેહેલાં, હિંદમાં લોકજાગૃતિ આ સંબંધમાં કેવી હતી, તે આ જગ્યોએ તપાસવાની જરૂર છે. વાવ, કુવા, તળાવો,

ધર્મશાળા, અને તાપે બળેલા, અને થાકેલા મુસાફરોને, છાંયડો પુરો પાડવા ઝાડો ઉગાડવાના કામોમાં પૈસા ખર્ચવા એ પુન્ય છે, એમ માની દરેક હિંદુ, સ્થાનિક ઉપયોગના કામમાં પૈસા અસલના વખતથી ખરચે છે એ હકીકત જગજાહેર છે. આવાં કાર્યો કરવાની ફરજ રાજા તથા તવંગરને માથે રહેલી છે. અને તે ફરજ તેઓ અદા કરતા આવ્યા છે. તે હાલનાં તેવા ઉપયોગાર્થે બંધાયેલા મકાનોની હાજરી પુરતી સાબીતી આપે છે. આવા બાંધકામો તવંગરોએ સ્થાનિક જરૂરીઆત માટે રાજ્ય મદદ વગર બાંધેલા છે, અને તે હિંદના દરેક ભાગમાં હસ્તી ધરાવે છે. મુસલમાની રાજ્યમાં પણ તે રીત ચાલુ હતી. ઉલટું હિંદના મુસલમાન રાજ્યકર્તાઓ આવા બાંધકામો તૈયાર કરાવવામાં હિંદુ મુસલમાન પ્રજાને ઉત્તેજન આપતા, અને તેઓ પણ તે પ્રમાણે વરતતા હતા. મરાઠા રાજ્યમાં પણ ઘણું ભારે ઉત્તેજન મળ્યું હતું. અને પરિણામે, ઘણા અસાધારણ એનજીનીઅરીંગ બુદ્ધિ અને કારીગરીવાળા મજબુત મકાનો હસ્તી ધરાવતાં, હિંદના દરેક ભાગમાં જોવામાં આવે છે. આવા મકાનો સૈકાઓ થઆ છતાં હસ્તી ધરાવે છે પણ આપણા કેળવાયલા, જાહેર બાંધકામ ખાતાની મારફતે, બંધાએલા પુલો, લશ્કરી બેડકો, અને એવાં બીજાં જાહેર મકાનો ગબડી પડયાં છે, અથવા તો પડી ભાગ્યાં છે. પણ પુન્યાર્થે બંધાવેલો કુવો, સુકાઇ ગયો નથી. અને ધાર્મિક લાગણીવાળા હિંદુઓ હજુસુધી પણ આવા લોકોપયોગી કામોમાં પોતાના પૈસાનો સદ્ઉપયોગ થઓ માનેછે.

અંગ્રેજ રાજ્યમાં પણ ગઇ સદીમાં ગામ પંચાયતો સરકારની મદદ વગર, પોતાની નાતના આગેવાનો ( પંચ ) મારફતે, અગર શહેરોની અંદર માહાજન મારફતે, લોકોપયોગી કાર્યોમાટે ફંડો એકઠાં કરતા હતા. હજુ પણ ઘણી જગોએ આવાં ફંડ એવાં મહાજનો, અને પંચો મારફતે, શહેરોની કે મોટી વસ્તીવાળા ગામોની અંદર એકઠાં થાય છે. પણ જીલ્લાના અંદરના ભાગોમાં તેવી રીતે હવે ફંડો એકઠા થઈ શક્તાં નથી, તેનું કારણ એટલુંજ છે કે લોકને જુદી જુદી જાતના વેરાઓ આપવા પડે છે. ગુજરાતમાં પ્રથમ માલ વેરો ( Male vero) ઉઘરાવી, ગામડાંઓની જરૂરીઆતો પુરી પાડવામાં આવતી, તે માલ વેરો વડી સરકારની આવકનો અમુક ભાગ, ગામના ચોરા, અને બીજાં તેવાં બાંધકામો તૈયાર કરાવવા, તથા સુધરાવવાના માટે જુદો રાખવામાં આવતો હતો; અને તેવા ફંડની મોટી રકમો જીલ્લાના કલેકટરોના સ્વાધિનુ

એકઠી કરેલી ગઇ સદીમાં રહેતી હતી, અને તે રકમો લોકલ ફંડથી તદન નિરાલી રાખવામાં આવતી હતી. મુંબાઇની રેવન્યુ સરવેના નેતા મરહુમ સર (તે વખતે કેપટેન) જયૉર્જ વીનગેટે. મુંબાઇ ઇલાકામાં સ્થાનિક જાહેર ઉપયોગના બાંધકામો, અને કેળવણીના માટે ફંડો એકઠાં કરવાની શરૂઆત કરી. સને ૧૮૩૯ની સાલમાં મી. ડેવીડસન નામના તેમના રેવન્યુ સરવે ખાતાના મલતીઆએ, લેન્ડ ટેક્ષમાંથી મલતા ફંડનો થોડો ભાગ, ગામડાની નિશાળોના નિભાવાર્થે રાખવા સુચવ્યું, પણ મુંબાઇ સરકારે પસંદ કર્યા છતાં તે ભલામણનો તરત અમલ થઓ નહીં. દશ વરસ પછી મી. જોનાથનડંકનપ્રેનવેરારીટીએ, તેવીજ ભલામણ કરી જણાય છે. તેનો પણ અનાદર થએલો જણાય છે. સને ૧૮૫૨ની સાલમાં મેજર વીંગેટે આમ છતાં કેળવણી તથા ઇલાકાના જીલ્લાઓના ગામડાઓની અંદરના વ્યવહારર્થે સાધનોની જરૂરીઆત બતાવનારી યોજના રજુ કરી. આ યોજના અધિકારી મંડળ આગળ રજુ થઇ હતી. અને તેને અજાયબ ભરેલો ટેકો મળ્યાનું કહેવાય છે, છતાં તેના સંબંધમાં કંઇ વ્યવહારૂ પગલાં ભરાયાં નોહોતાં.

## સર બાર્ટલ ફ્રીઅર.

સ્થાનિક સ્વરાજ્યની વ્યવહારૂ યોજના તૈયાર કરવાને પંજાબ, જેમ સર ડોનાલ્ડ મેકલાઉડને આભારી છે, તેમ મુંબાઇ ઇલાકો સર બાર્ટલ ફ્રીઅરને આભારી છે. તા. ૧૬ સપટેમ્બર ૧૮૬૩ના સરકારી ઠરાવ નંબર ૩૧૧૫ માં, જીલ્લાઓમાં સ્થાનિક ઉપયોગના બાંધકામો તથા કેળવણી માટે ફંડો એકઠાં કરવા, લોકલ ફંડ કમિટીઓ નીમવા અને તેમને તે ફંડની વ્યવસ્થા કરવામાં ઉપયોગી ભાગ આપવાની યોજના રચી હતી અને તે યોજના સંબંધી સઘળા જીલ્લાના અધિકારીઓ નીચેની ત્રણ બાબતમાં એકત્ર હતા.

(૧) ગામડાઓમાં કેળવણીની વૃદ્ધિના માટે તથા લોકલ બોર્ડ સ્થાપિત કરવા, લોકલ ફંડની જરૂરીઆત.

(૨) આ લોકલ ફંડ લોકલ એસેસમેન્ટ ઉપરાંત સ્થાનિક વેરામાંથી લેવું. અને જ્યાં તેવો વેરો નહીં લેવાનું વચન અપાયું હોય, ત્યાં સરકારની પરવાનગીથી તેવા એસેસમેન્ટમાંથી કાપી લેવું, અથવા તો જમીન વેરો ભરનાર પાસેથી ઐચ્છિક વેરો લેવો.

(૩) આવો વેરો આપનારનો સદરહુ ફંડની વ્યવસ્થામાં મોટો હાથ હોવો જોઇએ,

આવા અભિપ્રાયો મળ્યા પછી સર બાર્ટલ ફ્રીઅરની સરકારે સ્થાનિક કેળવણી અને જમીનની મેહેસુલ ઉપર લેવાતા વેરા ઉપરાંત લોકલ ફંડની અંદર શાનો સમાવેશ કરવો, અને તેવા સ્થાનિક વેરાનો કેટલો દર રાખવો, અને તે કેવી રીતે વસુલ લેવો, અને કેળવણી તથા રસ્તાઓ વચ્ચે કેવી રીતે વેહેંચવો અને તે ફંડની કેવી રીતે વ્યવસ્થા કરવી એ બાબત ઉપર વિચાર ચલાવ્યો. તેનો એવી રીતે નિર્ણય કર્યો કે જમીન મેહેસુલના કરના અમુક ટકા ઉપરાંત, ટોલ, ફેરી ફંડ અને ડબા ફંડની પેદાશનો તેમાં સમાવેશ કરવો. જમીન મેહેસુલના દર રૂપીએ એક આનો, કેળવણી તથા રોડસેસ તરીકે, લેવો, અને તે વેરાનો ત્રીજો ભાગ કેળવણીમાં, અને બાકીના બે ભાગ રસ્તાઓ, ગામ કુવા સુધરાવવા, જાહેર મકાનો, ઝાડો ઉછેરવા, અને બીજા લોકોપયોગી કામોમાં વાપરવા. અને છેલ્લી બાબતના વહીવટ સંબંધમાં સરકાર એવા નિર્ણય ઉપર આવ્યા કે ફંડના સ્થાનિક વહીવટદારોને જે છુટ આપવામાં આવશે, તેના ઉપર આ ફંડની ફતેહમંદીનો આધાર રહેશે.

આવી રીતે સને ૧૮૬૩–૬૪ ની સાલની સરકારે માન્યું હતું. તેમ છતાં હજુસુધી તેવા ફંડની વ્યવસ્થા કરવામાં સરકારે જોઇએ તેવી છુટ આપી નથી એ ઓછું શોચનીય નથી.

## લોકલ ફંડની શરૂઆત.

ઉપર જણાવેલી સર બારટલ ફ્રીઅરની રાજનીતિ અનુસાર, ઇલાકાના તમામ જીલ્લામાં ઐચ્છિક તેમજ અર્ધ ઐચ્છિક ફંડો એકઠા થઆ અને સિંધની અંદર સને ૧૮૬૫ ના આઠમા એકટથી તે ફંડો એકઠા કરવાનું કાયદેસર થયું. પણ ઇલાકાના બાકીના ભાગમાં, વગર કાયદે સને ૧૮૬૩ ની સાલથી, સર્વે સેટલમેન્ટ દાખલ થતાં, આ વેરો નાખવામાં આવ્યો હતો. અને ઘણાભાગોમાં તો ખુશીથી ફાળો અપાતો હતો. આવા ઐચ્છિક ફાળા અપાતા હતા તે વખતે લોકલ ફંડ બજેટની અંદર, કુવા તળાવો, અને એવા બીજા કામો કર ભરનારાઓની જરૂરીઆતો પ્રમાણે બંધાવવા ગોઠવણ થતી હતી. અને ગામડાઓમાં પંચો મારફત આવા કામો કરવાને જે ફાળાઓ કરવામાં આવતા તેના બદલે આ વેરો, તેના આવી જાતના વપરાશના લીધે લોકપ્રિય થઇ પડયો હતો. આવા ફાળા સને ૧૮૬૮ ની સાલમાં લગભગ પંદર લાખ જેટલા થયા હતા, પણ પછીથી કેટલાએક લોકો તે ફાળા ખુશીથી નહિ આપતા હોવાથી કાયદો ઘડવાની જરૂર પડી.

## સને ૧૮૬૯નો લોકલ ફંડ એકટ

અને તે પ્રમાણે સને ૧૮૬૯ની સાલમાં લોકલ ફંડ એકટ ઘડવાને આપણા ઇલાકાની કાઉન્સીલમાં બીલ રજુ થયું. તે બીલ રજુ કરનાર સભાસદ, સર બેરો એલીસે, જણાવ્યું કે " લોકલ કમિટીઓને વખતના વેહેવા સાથે, હાલ જે સત્તા આપવાનું બની શકે છે, તેના કરતાં ઘણી વધારે સત્તા આપવામાં આવશે, એટલે લોકો પોતાના કારોબારમાં માહિતી ધરાવતા થશે, અને સ્થાનિક જરૂરીઆતો પુરી પાડવામાં, તથા સુધારા કરવામાં, સરકારને જેમ મદદની જરૂર છે તે મદદ આપશે " વળી કમિટીમાં ચુંટાએલા પ્રતિનિધીઓ નીમાવાનો વખત નજીકમાં આવ્યાનું જણાવ્યું હતું. એટલે પ્રતિનિધીત્વનું બંધારણ તે વખતે અધિકારીઓ તરફથી સ્વિકારવામાં આવેલ હતું. તે કાયદા પ્રમાણે વેરાની પેદાશ સ્થાનિક કાર્યોમાં ખરચવાની હતી. ( એટલે સર બેરો એલીસના ) શબ્દોમાં " કર ભરવાના બદલામાં, લોકોને જે પ્રથમ મલતું નોહોતું, અને આપ્યા વગર, જે તેમને મુદ્દલ મલી શકત નહીં, તે મલવું જોઇએ. "

## જીલ્લા લોકલ બોર્ડ.

આ પ્રમાણે કાયદાથી જીલ્લા અને તાલુકા લોકલ બોર્ડો સ્થાપિત થઇ. જીલ્લા લોકલ બોર્ડમાં કલેકટર પ્રમુખ, ફર્સ્ટ એસીસ્ટંન્ટ કલેકટર, હજુર ડેપ્યુટી કલેકટર, અને એકઝીકયુટીવ એનજીનીઅર, તેના સભાસદો હતા. એજ્યુકેસનલ ઇન્સ્પેકટર કેળવણીના કાર્યોમાં એકઝીકયુટીવ એનજીનીઅરની જગોએ કામ કરતા અને લોકલ ફંડ રૂલ પ્રમાણે એક ઇનામદાર નીમાતો હતો.

## તાલુકા લોકલ બોર્ડ.

તાલુકા લોકલ બોર્ડમાં એસીસ્ટન્ટ અથવા ડેપ્યુટી કલેકટર, મામલતદાર અથવા માહાલકારી, પબ્લીક વર્કસ ખાતાનો અમલદાર, રૂલ.૨૭ પ્રમાણે ચુંટાયલ ઇનામદાર અને કલેકટરે નીમેલા તાલુકાની અંદરના ત્રણ ઇનામી જમીન ધારણકરનારા, સભાસદો તરીકે નીમાતા.

## લોકલ ફંડ સંબંધી બીજા ઇલાકાઓની સ્થિતિ અને કાયદા.

આ પ્રમાણે મુંબાઇ ઇલાકામાં લોકલફંડ સંબંધી કાયદો થયો હતો, તે અરસામાં બીજા ઇલાકાની સ્થિતિ શું હતી તે જાણવું યોગ્ય થઇ પડશે. સને ૧૮૬૬ની સાલમાં મદ્રાસ ઇલાકામાં સ્થાનિક વેરો નાંખવાનો કાયદો ઘડાયો, પણ આવકના વહીવટમાં કર ભરનારાઓ કંઇ ભાગ લેતા નોહોતા. મુંબાઇએ મદ્રાસના પગલે ચાલી ઉપર જણાવેલ સને ૧૮૬૮ નો કાયદો ઘડયો હતો. લોકોને પોતાના કાર્યો ચલાવવામાં કેળવણી આપવાનો આ કાયદાનો ખુલ્લો હેતુ હતો.

સને ૧૮૭૦ ની સાલના લોર્ડ મેયોની સરકારના મેહેસુલ સંબંધના આગળ જણાવેલા ઠરાવાનુસાર તેમજ લોકોની વધતી જતી જરૂરીઆતોના કારણસર ૧૮૭૧ની સાલમાં સ્થાનિક ઉપયોગ માટે કાયદાનો વિકાસ થયો. તે સાલમાં મદ્રાસ, બંગાળા, આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો, અને પંજાબે નવા કાયદા પસાર કર્યા; પણ મુંબાઇ અને સિંધ તે વખતના હયાત કાયદાથી સંતોષ માની રહ્યાં.

મદ્રાસ ઇલાકાના નવા કાયદા પ્રમાણે લોકલ ફંડ સરકલોની સ્થાપના થઇ, અને તેમના વહીવટ માટે સરકાર નીમીત કલેકટરના પ્રમુખપણા નીચે સલાહકારી મંડળો નિમાયાં. સને ૧૮૭૧ના બંગાળા સેસએકટથી સ્થાવર મિલ્કત ઉપર વેરો લેવાનો થયો; અને તે વ્યવહાર સુધારવા માટે ( communication )વપરાવાનું ઠર્યું. સ્થાનિક મંડળો લોકનિમીત તથા સરકારનિમીત સભાસદોનું બનાવવામાં આવ્યાં. સંયુક્ત પ્રાંતો અને પંજાબના કાયદા પ્રમાણે જમીન વેરો નાંખવાનું, અને ફંડની વ્યવસ્થા કરવા લોકલ કમીટીઓ નીમવાનું ઠર્યું. ઉત્તર હિંદમાં નવિન કમિટીઓનું કાર્ય ફતેહમંદ થયું નોહોતું. તેઓ નારાજ થયા, અને પોતાની ફરજ બજાવવામાં થોડુંજ ધ્યાન આપ્યું અને તેથી વ્યવહારીક રીતે તમામ વહીવટ જીલ્લા અધિકારી હસ્તક રહ્યો. અને લોર્ડ રીપનની સરકારના સને ૧૮૮૨ ના મજકુર ઠરાવ સુધી આ પ્રમાણે વહીવટ ચાલુ રહ્યો. સદરહુ ઠરાવ અનુસાર તે વખતની હયાત કમિટીઓની જગોએ આખા દેશમાં લોકલ બોર્ડો સ્થાપવાનું નક્કી થયું.

## સને ૧૮૬૯ના લોકલ ફંડ એકટનો અમલ.

લોર્ડ રીપનની સરકારનો ઠરાવ બાહાર પડયો ત્યાંસુધી આપણા ઇલાકામાં સને ૧૮૬૯ના એકટનો અમલ કેવો થતો હતો તેનો ટુંક એહેવાલ જાણવાજોગ થઇ પડશે.

કેળવણીના ઉપયોગની આવક પ્રાથમિક શાળાઓના નિભાવાર્થે કેળવણી ખાતા હસ્તક સોંપી દેવામાં આવતી હતી એટલે લોકલ ફંડ કમિટી, ફંડ એક હાથથી બીજા હાથમાં, મુકવાના કામ સિવાય કેળવણી સંબંધી નજીવું કામ કરતી હતી.

બાકીના ⅔ ભાગના સબંધમાં કાયદો પસાર થયા પછી લગભગ બે વરસની અંદર વડી સરકારના હુકમ અનુસાર મુંબાઇની સરકારે પોતાના તાબાના તમામ જીલ્લા અમલદારો પાસેથી સદરહુ વેરા સંબંધી લોકોમાં કે

લોકોના અમુક ભાગમાં અસંતોષ છે કે કેમ તે બાબત રીપોર્ટ માગ્યા, તે ઉપરથી જણાય છે કે લોકોમાં અસંતોષ ફેલાયો હતો. ઘણા કલેકટરોએ જવાબમાં એમ જણાવ્યું કે લોકની બહુમતીનું માનવું છે કે, આ વેરો અમુક ઉપયોગના માટે લેવાય છે, તેમ છતાં તેનો તેવા ઉપયોગ થતો માલુમ પડતો નથી, જીલ્લાના લાભાર્થે તે રકમ ખરચાતી હશે તોપણુ તેનો તરત લાભ જણાતો નથી; અથવા તો તે લાભ શકમંદ છે. લોકોનો અસંતોષ ખોટો નથી. દરેક ગામને પોતાનો ફાળો કંઇને કંઇ ઉપયોગી કાર્યમાં ખરચવાનો હોય છે, તેટલા માટે તે અસંતોપ દૂર કરવાનો ફક્ત એકજ રસ્તો એ છે કે સદરહુ ફંડ બોહોળા ક્ષેત્રમાં વહેંચી નાંખવું, અને કુવા, ચોરા, ધર્મશાળા અને બીજાં ગાંમડાના લોકોપયોગી નાનાં કામો તરફ ધ્યાન આપી જે નુકશાન થયું છે તે દુર કરવાનો આપણે માટે જે એકજ રસ્તો ખુલ્લો છે તે ગ્રહણ કરવો. વળી સોલાપુરના તે વખતના કલેકટરે પોતાના જવાબમાં એવું જણાવ્યું કે બારસી પંઢરપુરરોડ ખાતે અમુક રકમ રાખવામાં આવી છે, તેનું લોકલફંડ કમિટીની મીટીંગ વખતે જાહેર કરતાં એક સભાસદે જણાવ્યું કે "તે નાણાં સરકારની માલકીનાં છે" તેનો અર્થ એટલોજ કે "Might is right." આવી રીતે ઘણાખરા જીલ્લા અમલદારોએ લોકલાગણી પોતાના રીપોર્ટમાં સરકાર સમક્ષ રજુ કરી. તેનું પરિણામ એ આવ્યું કે સર ફીલીપ એડમેન્ડ વુડહાઉસની સરકારે સદરહુ ફંડો સ્થાનિક જરૂરીઆતના અંગે ખરચવાનું ફરમાવ્યું.

જીલ્લા અમલદારો પોતાની કમિટીઓના અભિપ્રાય મેળવવાની રાહ જોયા વગર, પોતાની મરજી માફક લોકલફંડનો ઉપયોગ કરતા; અને એનજીનીઅરીંગ ખાતું યાને જાહેર બાંધકામ ખાતાવાળા લોકલફંડના માલીક તરીકે વરતતા હતા. આવી સ્થિતિ થઇ તે વખતે જાહેર બાંધકામ ખાતાના આગેવાન સર મીચેલ કેનેડી હતા, અને તેમના અને જીલ્લા અધિકારીઓ વચ્ચે એ ફંડની વ્યવસ્થા સંબંધી વાંધો પડયો હતો. જીલ્લા અમલદારો કાયદા પ્રમાણે તેની વ્યવસ્થા કરવાની તરફેણમાં હતા. અને સર મીચેલ કેનેડી મોટા જનસમુહના ઉપયોગના, બોહોળા ખરચના, બાંધકામો જેના માટે પ્રથમ વડી સરકાર અને પ્રાંતિક સરકારના ફંડોમાંથી ખરચ થતાં તે તૈયાર કરવાની તરફેણમાં હતા. અને તેમણે સ્થાનિક કામો કરવાના સબંધમાં એવી રીતે વાંધો લીધો કે કામોની સંખ્યા ઘણી થઇ પડે, અને છૂટાં છવાયાં કામો, ઘણી જગોએ હોવાથી તેના ઉપર દેખરેખ રહી શકે નહી. પણ આ

કહેવું તેમનું ખરૂં નોહોતું. કારણકે આવા નાના કામોમાં જાહેર બાંધકામ ખાતાની દેખરેખની જરૂર નોહોતી. પણ પોતાની હયાતી સરકારને બતાવવા, આ પ્રમાણે વરતાવો થયો હતો. તે સર વુડહાઉસની સરકારે જોયું, અને ઉપર પ્રમાણે સ્થાનિક જરૂરીઆતમાં તે નાણાં ખરચવા હુકમ કર્યો. પણ તે હુકમનો અનાદર પબ્લીક વર્કસ ખાતા તરફથી થઓ જણાયો અને તેથી સર ફીલીપ વુડહાઉસની સરકારે લોકલ ફંડનાં નાણાં કેવી રીતે ખરચવાનાં છે તે વિશે નવો ઠરાવ બાહાર પાડ્યો. અને જાહેર બાંધકામ ખાતાને તાબે થયો નહિ. પણ તે પછી સર રીચર્ડ ટેમ્પલની સરકારના વખતમાં જનરલ કેનેડી ફતેહમંદ થયા અને લોકલ ફંડનાં નાણાં મોટાં ખાતામાં ખરચાયાં અને તે સબંધમાં સરકારે ત્રણ નિયમો બાહાર પાડયા (૧) તાલુકાવાર લોકલ ફંડનાં નાણાં ખરચવા સંબંધીના તમામ હુકમો રદ કર્યા; (૨) સ્થાનિક ઉપયોગના નાનાં કામો માટે, કંઇપણ રકમો રાખ્યા વગર, જીલ્લાના મોટા રસ્તાઓના, અને વ્યવહાર માટે ખરચની મંજુરી આપી; (૩) અને પેહેલીજ વખત પાંચ વરસના બજેટની રૂઢી દાખલ કરી. આનું પરિણામ તાલુકા કમિટીનો વ્યવહારીક રીતે નાશ થયો અને લોકલ ફંડ લેવાના મૂળ ઇરાદાને ઉંધો વાળ્યો. આવી રીતે સરકારે સદરહુ વેરો નાંખતી વખતે જે વચન આપ્યું હતું તેનો ભંગ થયો. અને તેથી લોકોના મનમાં એવી શંકા થવા માંડી કે લોકલ ફંડ સ્થાનિક કાર્યોમાં ખરચવા સબંધી સરકારે જે ગેરંટી આપેલી, તે એક છેતરબાજી અને ઢોંગ હોવો જોઇએ. આ રાજનીતિથી બીજી એ ખરાબી થઇ, કે લોકલ ફંડનાં નાણાં આવા મોટા ખરચોમાં વપરાયાં, એટલુંજ નહિ પણ બીજી સાલોની લોકલ ફંડની પેદાશ ઉપર નાણાં લેવામાં આવ્યાં; ત્રીજું એ પરિણામ આવ્યું કે બજેટ થતાં નહિ અને અનિયમિતતા વધી; અને ચોથી અસર એ થઇ કે દુષ્કાળના અંગે કેટલાંએક નાણાં વડી સરકારની તીજોરીમાંથી ખરચાવાં જોઇતાં હતાં તે લોકલ ફંડમાંથી ખરચાયાં. એટલે સર રીચર્ડ ટેમ્પલની સરકારે દુષ્કાળ સંકટ નિવારણ કાર્યો વડી સરકારને ઓછા ખરચે નિભાવી આપ્યાં તેવું વડી સરકારને મનાવ્યું. લૉર્ડ લીટનની સરકાર મુંબાઇ સરકારની આ કરકસરવાળી અજાયબ ભરેલી વ્યવસ્થાથી ખુશી થઇ. લોકલ ફંડની લૂંટ કરીને, અણધાર્યા અને નિર્માણ નહી કરેલા ખર્ચો માટે, લોકલ બોર્ડો પાસે નાણાં ઉછીનાં લેઇને, આ કરકસર કરવામાં આવી છે, એમ વડી સરકાર ભાગ્યેજ જાણતી હશે. અને પાંચમી અસર જે ખરાબમાં ખરાબ થઈ તે એ હતી કે ગામડાના જરૂરીઆતો પુરી પાડવાને નાની નાની રકમો પણ મળતી નહોતી. અને કુવા

વિગેરે બનાવવા ફાળા કરવા પડતા હતા. અને જ્યારે લોકો તરફથી જીલ્લા અધિકારીઓને અરજ કરવામાં આવતી ત્યારે એમ કહેવામાં આવતું કે અડધા પૈસા તમે આપો તો "સરકારી પૈસા" (લોકલ ફંડ), થી ખર્ચ થાએ. આવી રીતે લોકોને બેવડાં નાણાં આપવાં પડતાં હતાં.

પાંચ વરસની બજેટ રૂઢી આવી ખાનાખરાબી પેદા કરનાર નીવડી હતી, તેમ છતાં સર રીચર્ડ ટેમ્પલની પછીની સરકારે સાત વરસના બજેટની રૂઢી દાખલ કરી; પણ સને ૧૮૮૨ નો મજકુર ઠરાવ આ નુકસાનકારક બજેટ રૂઢીને અટકાવી શકયો.

આ વખતના જીલ્લા અધિકારીઓએ આ કાયદાને ઘણી હોંશ અને ખંતથી અમલમાં મુકવા મદદ કરી હતી, અને સરકારની રાજનીતિ તે કાયદાના હેતુઓથી વિરૂદ્ધ છે તે જ્યાં જ્યાં જરૂરનું જણાયું ત્યાં ત્યાં બતાવેલું હતું. એમ છતાં પણ અમુક રીતે વરતવાનો તેમને હુકમ કરવામાં આવતો, ત્યારે તેમની કફોડી સ્થિતિનો ખ્યાલ આવ્યા વગર રહેતો નથી. આવા જીલ્લા અધિકારીઓ હાલના વખતમાં લોકલાગણી છૂટથી સરકાર આગળ રજુ કરતા હોય તો લોકોનું કેટલું હિત જળવાઇ શકાય?

એટલે સને ૧૮૮૨ નો ઠરાવ બાહાર પડયો તે વખતે આપણા ઇલાકાની લોકલ બોર્ડોની સ્થિતિ ઘણી ખરાબ હતી. એમ જણાય છે કે જે ઉંચ હેતુથી લોકલ બોર્ડો સ્થાપી લોકલ ફંડ ઉભું કરવામાં આવ્યું હતું તે હેતુ ભ્રષ્ટ થયો; અને આ ઇલાકો સ્થાનિક સ્વરાજ્યની વૃદ્ધિ બતાવવામાં શરૂઆત કરનાર ગણાતો હતો, તેમ છતાં જેમ લોકો બુદ્ધિમાં વધતા ગયા, તેમ લોકલ ફંડ કમિટીઓને ચગદી દેવામાં આવી; અને બીનસરકારી સભાસદો એવા પૂતળા જેવા થઇ ગયા કે તેમને નાણાં ખરચવાની કે કંઇ કરવાની સત્તા રહી નહિ.

## લોર્ડ રીપનનો સને ૧૮૮૨ નો મશહુર ઠરાવ.

મુંબાઇ ઇલાકાની લોકલ બોર્ડોની આવી સ્થિતિના વખતે લોર્ડ રીપનની સરકારનો મશહુર ઠરાવ બાહાર પડયો અને તે ઠરાવમાં લોકલ બોર્ડો સંબંધી નીચે પ્રમાણે ફરમાન થયું હતું.

(૧) મ્યુનીસીપાલ કમિટીઓ ઉપરાંત ગામડાઓના ક્ષેત્રફળમાં જ્યાં બુદ્ધિમાન બીનસરકારી વર્ગ મલી શકે ત્યાં લોકલ બોર્ડોની જાળ (Network) પાથરવી. દરેક બોર્ડના તાબાનું ક્ષેત્રફળ એટલું નાનું રાખવું કે તેના સભાસદો તેના સંબંધમાં સ્થાનિક જ્ઞાન તથા હિત ધરાવી શકે. તેવી બોર્ડોને ચોક્કસ ફરજો સાથે ચોક્કસ ફંડ સોંપવાં જોઇએ. જીલ્લાના

છેવાડાના ભાગથી પણ થાડી માહિતીવાળા સભાસદો નીમવાનું ખાસ ધ્યાનમાં રાખવું.

( ૨ ) શેહેરની ( Urban ) કે ગામડાની ( Rural ) દરેક લોકલ બોર્ડનું બંધારણ એવું રચવું કે તેમાં બીનસરકારી સભાસદોનું પ્રમાણ વધારે થાય, અને બધા સભાસદોના ત્રીજા ભાગ કરતાં વધારે સરકારી સભાસદો કોઇ જગોએ હોવા જોઇએ નહિ. પણ સરકારી નોકર ચુંટણીથી નિમાય તો તે સંબંધમાં વાંધો ગણવો નહિ.

( ૩ ) સ્થાનિક એટલે પ્રાંતિક સરકારને આવા સભાસદો ચુંટણીથી નીમવાનું વ્યવહારીક જણાય ત્યારે તેમને ચુંટણીથી પસંદ કરવા. ચુંટણીથી સભાસદો નીમવાની રૂઢી છેવટે આખા દેશમાં દાખલ થશે પણ સ્થાનિક સ્થિતિ પ્રમાણે જેમ બને તેમ બોહોળા પ્રમાણમાં ચુંટણીનું તત્વ દાખલ કરવું.

( ૪ ) એક જીલ્લા બોર્ડ એવી જાતની સ્થાપવી કે જે દર વરસે લેવાતા જમીન વેરા જેવા કરના જેવી બાબત, જીલ્લા ફંડ કેવી રીતે વેહેંચવું, વિગેરે બાબતો કે જેની અંદર નાની નાની બોર્ડોનું સામાવિક હિત રહેલું હોય, તેવા કામોનો નિર્ણય કરવા અમુક મુદતે પોતાની બેઠકો કરે. આવા જીલ્લા બોર્ડની અંદર ઉપર જણાવેલી નાની બોર્ડોનું પ્રતિનિધિત્વ દાખલ થએલું હોવું જોઇએ.

( ૫ ) જરૂરીઆત સરકારી કાબુના સંબંધમાં તેમનો અભિપ્રાય એવો હતો કે તે અંદરથી રાખવાને બદલે બાહારથી રાખવો અને લોકલ બોર્ડના ચેરમેન ( પ્રમુખ ) નિયમ પ્રમાણે અને જ્યારે વ્યવહારીક જણાય ત્યારે **બીનસરકારી સભાસદ** હોવા જોઇએ.

વડી સરકારે એમ પણ જણાવ્યું હતું કે દેશના દરેક ભાગની સ્થિતિ એક સરખી આગળ વધેલી નથી. એક જાતની રૂઢી બધા ઇલાકા-ઓમાં દાખલ થઇ શકશે નહી અને તેથી સ્થાનિક સરકારોને ઉપરની સુચનાઓનો કેવી રીતે અમલ કરવો તે સંબંધી બોહોળી સત્તા આપવામાં આવી હતી. તમામ પ્રાંતિક સરકારોએ ઉપર પ્રમાણેની સુચનાઓનો અમલ થોડા અથવા બોહોળા પ્રમાણમાં કર્યો, અને સને ૧૮૮૩ થી ૧૮૮૫ ની સાલ સુધીમાં લોકલ બોર્ડો સંબંધીના કાયદા ઘડાયા.

આ વખતે પંજાબ, સંયુક્ત પ્રાંતો, મધ્ય પ્રાંતો વિગેરે ઇલાકાઓમાં ધારાસભાઓ નહિ હોવાથી મ્યુનીસીપાલીટી અને લોકલ બોર્ડ સંબંધીના કાયદાઓ વડી ધારા સભાએ ઘડયા હતા. જ્યારે બંગાળા, મદ્રાસ અને મુંબાઇ ઇલાકા માટે પોતપોતાની પ્રાંતિક સરકારે તે સંબધીના ધારા ઘડયા.

મદ્રાસ ઇલાકાના ગામડાના સ્થાનિક સ્વરાજ્યનું બંધારણ વડી

સરકારના અસલ હુકમોમાં જે ધોરણ બતાવવામાં આવેલ તે ધોરણના જેવું લગભગ ઘણું ખરૂં રચાયેલું છે. તે ઇલાકામાં " યુનિઅન " નામની સંસ્થા અગત્યના ગામડા અગર ગાંમડાઓના સમુહની બનેલી છે, અને તેનો વહીવટ પંચાયત કરે છે. હલકી જાતના ઘર વેરાની પેદાશ તેમના સ્વાધિન થએલ છે. અને તે રકમ તેઓ આરોગ્યના પાછળ ખરચે છે, અને " યુનિઅન " થી ચઢતી પંક્તિઓની તાલુકા બોર્ડો સ્થપાએલી છે, અને જીલ્લાના તાલુકા પડેલા છે, તે પ્રમાણે, તે બોર્ડોના પણ દરેક જીલ્લા દીઠ વિભાગ પડેલા છે, અને તે તાલુકા બોર્ડો ઉપર આખા જીલ્લાની જીલ્લા બોર્ડ છે. અને તેમના હસ્તક આખા જીલ્લાનો કારભાર રહેલો છે.

પણ આપણા મુંબાઇ ઇલાકામાં છેલ્લી બે જાતનીજ સંસ્થાઓ છે. જીલ્લા લોકલ બોર્ડ અને તાલુકા લોકલબોર્ડ. પણ આપણા ઇલાકાની લોકલબોર્ડોનું એક ખાસ લક્ષણ એવું છે કે તે સંસ્થાઓમાં સ્થાનિક મ્યુનીસીપાલીટીઓને ચુંટણીનો હક છે; તેથી શેહેરના જુસ્સાવાલા નિડર સભાસદ ઘણી વખત તેનો અંદર દાખલ થવા પામે છે.

બંગાળા, પંજાબ, નોર્થ વેસ્ટ ફ્રોનટીઅર પ્રોવીન્સના દરેક જીલ્લામાં કાયદા પ્રમાણે જીલ્લાબોર્ડ સ્થપાયેલ છે. પણ તાલુકાબોર્ડો સ્થાપવાનું સ્થાનિક સરકારની મરજી ઉપર કાયદાથી રખાએલ છે. અને તે પ્રમાણે બંગાળા અને પંજાબની અંદર તેવી સંસ્થાઓ સ્થપાએલ છે. પણ નોર્થ વેસ્ટ ફ્રોનટીઅરના ઇલાકાની અંદર તેવી સંસ્થા જુજ સ્થપાયેલી જણાય છે. બંગાલા ઈલાકાના કાયદા પ્રમાણે " યુનિઅનો " સ્થાપી શકાય છે પણ તેનો અમલ છૂટથી થતો હોય એમ જણાતું નથી.

સંયુક્ત પ્રાંતોના કાયદાથી જીલ્લા અને પેટા જીલ્લા (sub district) બોર્ડો સ્થાપવાની સત્તા મળી હતી. અને આ પેટા જીલ્લા (sub district) બોર્ડો નકામી ગણી કાઢી નાંખવામાં આવેલ છે. અને જીલ્લાબોર્ડોએ પોતાની આરંભ કરવાની સત્તાનો ઉપયોગ થોડો કર્યો જણાય છે. તેમજ તેમણે તેમની સત્તા, જીલ્લા અધિકારીઓને સોંપી દીધેલ જણાય છે. પણ સને ૧૯૦૬ના ત્રીજા એક્ટ પ્રમાણે કાયદામાં ફેરફાર થયો અને બધું ધોરણ ફરી રચવામાં આવ્યું. પેટાજીલ્લાબોર્ડો કાયદાથી રદ કરવામાં આવી અને જીલ્લા બોર્ડોને વહીવટ અને નાણાં સંબંધી ( Financial ) વધારે છૂટ આપવામાં આવી.

મધ્ય પ્રાંતોમાં આવી સંસ્થાઓ લગભગ મદ્રાસ ઇલાકાના જેવી છે. આસામની અંદર જીલ્લા બોર્ડો નથી પણ ફક્ત સ્વતંત્ર, સબડીવીઝનલ ( પેટાવિભાગ) બોર્ડો છે.

બરમા અને બલુચિસ્તાનમાં જીલ્લા કે પેટા જીલ્લા બોર્ડો નથી.

## બોર્ડોની ફરજો.

રસ્તાઓ તથા વ્યવહારનાં બીજાં તેવાં સાધનો બંધાવવા, સુધરાવવા, અને તેનું રક્ષણ કરાવવું તેમજ તેની બાજુમાં છાંયડા માટે ઝાડો રોપાવવા, અને તેનું રક્ષણ કરાવવું; કેળવણી મુખ્યત્વે કરીને પ્રાથમિક, દવાખાના, શીતળાખાતું, આરોગ્ય, જાનવરોનું દવાખાતું, બઝારો તથા ધર્મશાળા બંધાવવી અને તેનું સંરક્ષણ કરવું, જાહેર તળાવો, કૂવા અને વોટરવર્કસ બંધાવવાં અને તેને રીપેર કરાવવાં, ટુંકમાં પાણીનાં સાધન પુરાં પાડવાની તેમજ પીવા તથા રાંધવાના માટે સ્વચ્છ પાણી સંરક્ષણ કરવાની અને ડૉકટરો અને ફેરીઓ રાખવાની ફરજ આવી સંસ્થાઓની કાયદાથી નિર્માણ થએલી છે. વળી દુષ્કાળના તથા ચેપી રોગો જેવા કે પ્લેગ, કોલેરાના નિવારણઅર્થે સંસ્થાઓના નાણાંનો ઉપયોગ થાય છે. વળી નમુનેદાર ફાર્મો (Model farms) તૈયાર કરાવવાં, નિભાવવાં, પરદેશી છોડો ઉછેરાવવા, ઉંચી જાતના બી મંગાવવાં, અને વેહેંચવાં, ઢોર તથા ઘોડાના ઉછેર સુધરાવવા, અને માછલાંને લાવવા, તથા તેનું સંરક્ષણ કરવાનું, પણ તેમની મુનસફી ઉપર રહેલું છે. ટુંકામાં મ્યુનીસીપાલીટીઓના જેટલી તેમની ફરજો હોય છે.

## બોર્ડોની આવક.

પ્રોવિનસીઅલ કરો મુખ્યત્વેકરીને જમીનવેરા (Land cess) માંથી આવે છે. અને જમીન મેહેસુલની માફક તેનામાં ફેરફાર થાય છે. મ્યુનીસીપાલીટીઓ કરતાં લોકલ બોર્ડોની આવકનાં સાધનો ઘણાં સાંકડાં અને ઓછાં છે.

સને ૧૮૯૬ની સાલ સુધી સંયુક્ત પ્રાંતોની લોકલબોર્ડોને આવકનાં અલાયદાં સાધનો નોહોતાં, અને સ્થાનિક સરકાર તેમને સ્વાધિન જે નાણાંની રકમ મુકતા તેનો વહીવટ તેઓ કરતા હતા. ૧૮૯૭-૯૮ ના ધોરણ પ્રમાણે જુદાં ફંડ સ્થાપવામાં આવ્યાં અને તેઓ પોતાની સીલીક અગળ ખેંચતાં. આ સુધારો પણ અપૂર્ણ હતો. કારણ કે વધારે ગરીબ જીલ્લાઓના કારોબાર માટે વધારે શક્તિમાન બોર્ડોની પાસેથી ફંડ લેવામાં આવતાં હતાં; પણ સને ૧૯૦૬ની સાલમાં આવી ફંડ લેવાની રૂઢી બંધ થઇ અને ખરી નાણાં સબંધી (Financial

સ્વતંત્રતા જુદી જુદી બોર્ડોને આપવાની ગોઠવણ થઇ. બંગાલાની જીલ્લા બોર્ડોને પોતાના સાંકડા સાધનોના લીધે ઘણું અકળાવું પડયું હતું. જાહેર બાંધકામ ખાતાના માટે જે વેરા ત્યાં લેવાય છે તે વેરાનો કેટલોએક ભાગ તે બોર્ડોને સોંપી તેની નાણાં પ્રકરણી ( Financial ) સ્થિતી સુધારવાનાં પગલાં સ્થાનિક સરકારે સને ૧૯૦૦ ની સાલમાં લીધાં. મુંબાઇ અને મધ્ય પ્રાંતોમાં લોકલબોર્ડોની નાણાં પ્રકરણી સ્થિતી દુકાલના લીધે અને મુંબાઇ ઇલાકામાં પ્લેગના લીધે પણ, ઘણી નબળી થઇ ગઇ હતી. સને ૧૯૦૫ ની સાલથી લોકલફંડને ઇમપીરીઅલ ફંડમાંથી તેમની પેદાશના ચોથા ભાગ જેટલી મદદ જમીન વેરામાંથી મલે છે. તે ઉપરાંત સરકાર પણ કેળવણી તથા બીજા અંગે નાણાની મદદ આપે છે, જે સ્પેસીઅલ ગ્રાંટ તરીકે ઓલખાય છે.

સિંધમાં જમીનવેરા ઉપરાંત દુકાન વેરો પણ લેવાય છે. અને મુંબાઇના સને ૧૮૮૪ ના લોકલબોર્ડ એકટ પ્રમાણે પુલો અને રસ્તા ઉપર, સને ૧૮૭૫ ના ત્રીજા મુંબાઇ એકટ પ્રમાણે, લેવાતા ટોલ અને ભાડાં પણ લોકલબોર્ડોની પેદાશ ગણાય છે. વળી સને ૧૮૯૬ ના આઠમા મુંબાઇ એકટ પ્રમાણે જે ફી તથા દંડ ઉપજી શકે તે તે કાયદાની દશમી કલમ પ્રમાણે કલેકટરના વખતોવખતના હુકમાનુસાર લોકલબોર્ડોની પેદાશ તરીકે ગણાય છે; રેતી અને પથરા ખોદી ( Quarry ) કાઢવામાં જે ફી આવે તે પણ આ સંસ્થાઓની આવક તરીકે ગણાય છે.

સને ૧૯૧૨–૧૩ ની સાલમાં દેશની તમામ જીલ્લા તથા પેટા જીલ્લા ( Sub district) બોર્ડોની પેદાશ રૂ.૫૬૮૦૮૨૯૨, જેટલી ગણાઇ હતી અને તેજ સાલમાં સરકાર તરફથી કેળવણી તથા આરોગ્ય માટે મોટી રકમો મલી હતી.

સને ૧૯૧૩ ની સાલમાં સરકારે રૂ. ૮૨૩૩૦૦૦, ની મદદ આપી હતી અને તે મદદથી બંગાળા, સંયુક્ત પ્રાંતો, બિહાર અને ઓરિસા અને થોડે દરજજે પંજાબ અને નોર્થવેસ્ટ ફ્રેન્ટીઅરને લાભ થયો હતો. અને આથી બંગાલા, સંયુક્ત પ્રાંતો અને બિહાર ઓરિસાની પેદાશ અનુક્રમે ૪૪, ૪૩ અને ૫૫ ટકા જેટલી સને ૧૯૧૩–૧૪ ની સાલમાં વધવા પામી, તેથી તેઓ, નાણાંની તંગીની લીધે, જે સારાં કાર્યો કરી શકવાને અશક્ત હતાં, તે તેઓ સારી રીતે કરી શકશે એમ સરકારનું માનવું છે.

## સને ૧૯૧૨–૧૩ ની સાલની આવકનું પ્રમાણ.

| ઈલાકો. | વેરો. | ડબા. | કેળવણી. | પરચુરણ. | બાંધ કામની પેદાશ. | ફાલાની રકમ. | | બીજી રકમો. | દવાખાનાની પેદાશ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | પ્રાંતીકમાંથી સ્થનીક. | બીજી બોર્ડો તરફથી | | |
| મદ્રાસ. | ૩૬·૮ | ,, | ૧·૯ | ૫·૧ | ૧૦·૫ | ૩૪·૦ | ૦·૯ | ૧૦·૪ | ૦·૪ |
| મુંબાઇ. | ૪૩·૨ | ૨·૦ | ૨·૫ | ૦ ૩ | ૬·૪ | ૪૦·૫ | ૧·૭ | ૩·૩ | ૦·૧ |
| બંગાલા | ૪૬·૨ | ૫·૭ | ૦·૯ | ૦·૪ | ૭૪ | ૩૪·૩ | ૨·૬ | ૨·૪ | ૦·૧ |
| સંયુક્ત પ્રાંતો. | ૪૫·૮ | ૬·૩ | ૩·૬ | ૦·૪ | ૮·૪ | ૨૭·૨ | ૬·૫ | ૧·૫ | ૮·૩ |

સને ૧૯૧૨-૧૩ ની સાલમાં આખા દેશમાં ૧૯૯ જીલ્લા બોર્ડો અને ૫૩૬ પેટા જીલ્લા બોર્ડો ( subdistrict ) મલી કુલ બોર્ડો ૭૩૫ હતી. જ્યારે બધી જાતની બોર્ડો સને ૧૮૮૯-૧૮૯૦ ની સાલના અરસામાં, ૯૭૦, સને ૧૯૦૦-૦૧ ની સાલના અરસામાં ૧૦૭૩, હતી. આથી જણાશે કે બોર્ડોની સંખ્યા ઘટી છે. લોર્ડ રીપનની સરકારના ઠરાવાનુસાર લોકલબોર્ડોની જાળ પથરાવવાની એટલે જેમ બને તેમ ઘણા નાના ક્ષેત્રફળ માં તે સ્થાપવાની જરૂર હતી, એટલે તેની સંખ્યા તે ઠરાવાનુસાર વધારે થવી જોઇએ તેના બદલે ઘટવા પામે એ નિરાશાજનક ગણાય.

## પ્રજાનું પ્રતીનીધીત્વ.

હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં ચુંટણીનું પ્રમાણ એક સરખું દાખલ કરવામાં આવ્યું નથી, પણ જુદા જુદા ભાગોમાં ઘણો ફેરફાર છે. અને તે ચુંટણીનો હક વરસોના વેહેવા સાથે કાયદાથી બધી જગોએ વધવા પામ્યો હોય એમ જણાતું નથી. સને ૧૯૦૭ ની સાલ સુધી તેની સ્થિતી નીચે પ્રમાણે હતી એમ જણાય છે.

મદ્રાસમાં કોઇ પણ સ્થળની જીલ્લા, તાલુકા અને યુનિઅન બોર્ડોના સભાસદોના અમુક ભાગની ચુંટણી મંજુર કરવાની સત્તા સ્થાનીક સરકાર હસ્તક હતી. અને પ્રતિનીધીનો હક ફક્ત જીલ્લા બોર્ડોને એવી રીતે આપવામાં આવ્યો હતો કે તાલુકા બોર્ડના સરકાર નીમીત સભાસદોમાંથી જીલ્લા બોર્ડના સભાસદોની અમુક સંખ્યા ચુંટી કાઢવી અને તે પ્રમાણે લગભગ અડધા ભાગના સભાસદોની ચુંટણી થતી.

મદ્રાસમાં કોઇપણ સ્થળની-જીલ્લા, તાલુકા અને યુનીઅન બોર્ડના સભા સદોના અમુક ભાગની ચુંટણી મંજુર કરવાની સત્તા સ્થાનિક સરકાર હસ્તક હતી. અને પ્રતિનિધિનો નિયમ ફક્ત જીલ્લા બોર્ડોને એવી રીતે આપવામાં આવ્યો હતો, કે લોકલ બોર્ડના સરકારનિમિત સભાસદોમાંથી જીલ્લા બોર્ડના સભાસદોની અમુક સંખ્યા ચુંટી કાઢવી અને તે પ્રમાણે લગભગ અડધા ભાગના સભાસદોની ચુંટણી થતી.

મુંબાઇ ઇલાકામાં તાલુકા તથા જીલ્લા બોર્ડના અડધ ભાગના સભાસદો ચુંટણીથી દાખલ થાય છે. અને જીલ્લા બોર્ડના થોડા સભાસદો તાલુકા બોર્ડો પોતાના સભાસદોમાંથી નીમે છે. અને અધિકારી પ્રમુખની સંખ્યા ઉમેરીયે તો હમેશાં સરકારી તથા સરકાર નિમિત સભાસદોની બહુમતી રહે છે. અને પંચમાહાલ જીલ્લાના લોકલ બોર્ડોને તા. ૧૪. એપ્રીલ ૧૯૧૫ સુધી એવી ચુંટણીનો હક મળ્યો નોહોતો. આવી સ્થિતી આપણા

ઇલ્લાકાની ચાલી આવે છે. જ્યારે થરપારકર જીલ્લાના કેટલાએક તાલુકાઓને તાલુકા લોકલ બોર્ડ આપવાની ગોઠવણ થાય છે એમ તા. ૩૧ મે. ૧૯૧૬ના સરકારી ઠરાવમાં જણાવ્યું છે. તેજ ઠરાવ ઉપરથી એમ પણ જણાય છે, કે થરપારકર અને અપર સીંધ ફ્રોંટીઅરની જીલ્લા બોર્ડોને ચુંટણીનો હક મળેલો નથી. વળી કેનારા જીલ્લાની ત્રણ તાલુકા લોકલ બોર્ડોને ચુંટણીનો હક મળેલો જણાતો નથી. એટલે સદરહુ ઠરાવ પ્રમાણે આપણા ઇલ્લાકામાં ૨૬ જીલ્લા બોર્ડો તથા ૨૧૫ તાલુકા લોકલ બોર્ડો મળી કુલ ૨૪૧ લોકલ બોર્ડો છે.

બંગાળા ઇલાકામાં તમામ જીલ્લામાં પેટા જીલ્લા (Sub District) બોર્ડો સ્થપાયલી છે. તેમને સભાસદોની અડધી સંખ્યાથી ઓછી નહિં તેવી સંખ્યાના સભાસદો ચુંટણીથી નીમવાની સત્તા મળેલી છે, અને વધારે આગળ વધેલા જીલ્લાની પેટા જીલ્લા બોર્ડોના સભાસદોનો ⅔ ભાગ ચુંટણીથી નીમાય છે, અને બાકીની બોર્ડોમાં સરકાર નીમીત સભાસદો હોય છે.

સંયુક્ત પ્રાંતોની જીલ્લા બોર્ડોના પોણા ભાગના સભાસદો એક થોડા પછાત ભાગ સીવાયની અંદર ચુંટણીથી નીમાવા જોઇએ એવો કાયદો છે.

સને ૧૯૧૧-૧૨ની સાલના અરસામાં ચુંટણીના સંબંધની સ્થિતી જુદા જુદા ઇલાકામાં નીચે પ્રમાણે જણાય છે.

| ઈલાકો. | સભાસદોની કુલ સંખ્યા. | બોર્ડોની સંખ્યા. | ઓદ્ધાની રૂઈએ નીમાયલા સભાસદો | નીમાયલ સભાસદો. | ચુંટાયલા સભાસદો. | યુરોપીઅન અનેએંગ્લો ઈંડીઅન. | દેશીઓ એટલે હીંદી. |
|---|---|---|---|---|---|---|---|
| બંગાળા | ૫૦૯<br>૮૪૩ | ૨૫<br>૭૧ | ૧૩૩<br>૪૦ | ૧૬૬<br>૫૩૭ | ૨૧૦<br>૪૩૭ | ૯૨<br>૩૮ | ૪૧૭<br>૮૦૫ |
| બિહારઅને ઓરિસા | ૩૯૧<br>૪૮૯ | ૧૮<br>૪૦ | ૧૦૭<br>૫૩ | ૩૮૦<br>૬૪ | ૫૬<br>૧૭૬ | ૧૪૨<br>૭૧ | ૨૪૯<br>૪૧૮ |
| આસામ | ૩૧૬ | ૧૯ | ૭૬ | ૬૪ | ૧૭૬ | ૧૩૩ | ૧૮૩ |
| સંયુક્ત પ્રાંતો. | ૮૯૩ | ૪૮ | ૩ | ૨૭૧ | ૬૧૯ | ૯૨ | ૮૦૧ |
| પંજાબ. તો વે. ફ્રો | ૧૧૧૭<br>૩૧૩ | ૧૯<br>૧૯ | ૨૪૬<br>૧૮ | ૪૭૯<br>૧૦૭ | ૩૯૨<br>૧૮૮ | ૭૬<br>૧ | ૧૦૪૧<br>૩૧૨ |
| મધ્યપ્રાંતો વરાડ. | ૨૧૮<br>૫૧૭<br>૧૩૩૩ | ૫<br>૨૧<br>૭૯ | ૫૧<br>૧૦<br>૨૭ | ૧૬૭<br>૧૩૦<br>૩૫૭ | ...<br>૩૭૧<br>૯૪૯ | ૨૫<br>૧૬<br>૭ | ૧૯૩<br>૫૦૧<br>૧૩૨૬ |
| મદ્રાસ. | ૭૬૫<br>૧૪૮૨ | ૨૫<br>૯૫ | ૧૨૪<br>૯૭ | ૨૮૨<br>૯૮૯ | ૩૫૯<br>૩૧૮ | ૧૨૬<br>૭૪ | ૫૬૭<br>૧૩૩૦ |
| મુંબાઇ. | ૫૪૪<br>૩૦૮૭ | ૨૫<br>૨૧૨ | ૧૧૩<br>૪૩૨ | ૧૮૯<br>૧૨૭૮ | ૨૪૨<br>૧૩૭૦ | ૬૭<br>૧૩૦ | ૪૭૭<br>૨૯૫૭ |
| કુર્ગ. | ૧૮ | ૧ | ૭ | ૯ | ૨ | ૭ | ૧૧ |
| અજમેર મેરવારા | ૪૧ | ૧ | ૧૬ | ૯ | ૧૬ | ૪ | ૩૭ |
| કુલ. | ૫૦૧૩<br>૭૮૬૩ | ૧૯૮<br>૫૩૩ | ૧૮૩૬<br>૩૫૧૨ | ૮૧૦<br>૭૫૯ | ૨૦૬૬<br>૩૪૧૪ | ૬૫૦<br>૪૫૪ | ૪૨૯૪<br>૭૩૩૧ |

આ ઉપરાંત મદ્રાસમાં યુનીયન કમિટીઓની સંખ્યા ૭૯૩ ની, બંગાળામાં ૫૬, અને બીહાર અને એોરીસામાં ૫, ની હતી.

ઉપરના કોઠા ઉપરથી જણાય છે કે પંજાબ, સંયુક્તપ્રાંત અને મધ્યપ્રાંતમાં ચુંટણીનું તત્વ વધારે પ્રમાણમાં છે. આ જાણીને આપ સર્વને અજાયબી થશે. પણ આ પ્રમાણે બંગાળા, મદ્રાસ, અને ખાસ કરીને મુંબાઇ ઇલાકાના કરતાં ઉપરના પ્રાંતો વધારે ઉદાર છે, તેનું કારણ એજ જણાય છે કે પંજાબ વિગેરે પ્રાંતોમાં ધારાસભાઓ નહિ

સ્થપાયલી હોવાથી લોર્ડરીપનની સરકારના ઠરાવ અનુસાર જે ધારાઓ ઘડવામાં આવેલા તે ધારાઓ તે નામદારની આગેવાનીપણા નીચે વડી ધારાસભામાં ઘડવામાં આવેલા હતા. તે પ્રાંતોમાં સાધારણરીતે પ્રજાના સભાસદોની સંખ્યા ⅔ અને ⅘ જેટલી હોય છે, જ્યારે બંગાળા અને મદ્રાસના ચુંટાયલા સભાસદોની સંખ્યા ઉપર અટપટી મર્યાદાઓ મુકવામાં આવેલી છે. અને મુંબાઇમાં જુજ અપવાદ શિવાય સરકારના અને પ્રજાના સભાસદોની સંખ્યા સરખી છે. પણ અમલદાર પ્રમુખને ઉમેરતાં લોકલ બોર્ડોમાં તો સરકાર નિમીત સભાસદોની સંખ્યા વધારે થાય છે.

જીલ્લા બોર્ડોના પ્રમુખ ચુંટણીથી નિમવા કે સરકારે નિમવા તે સ્થાનિક સરકારના હાથમાં રખાયલ છે. મધ્યપ્રાંતો કે જ્યાં જીલ્લા બોર્ડના પ્રમુખ ચુંટણીથી નિમાય છે અને સાધારણ રીતે તે બીનસરકારીસભાસદ હોય છે તે સીવાયના બીજા ભાગોમાં સાધારણ રીતે જીલ્લાના કલેકટરને પ્રમુખ નીમવામાં આવે છે.

પેટા જીલ્લા ( Sub District ) બોર્ડોને ઘણી મર્યાદાવાળી સત્તા આપવામાં આવેલ છે. વળી તેમના સાધનો પણ મર્યાદાવાળાં છે. અને. મદ્રાસ સીવાયના તાલુકામાં તેઓ જીલ્લા બોર્ડોની તાબાની કમીટીઓ ખરેખર રીતે છે. મદ્રાસમાં તેઓ કેટલીક બાબતમાં સ્વતંત્રતા ભોગવે છે.

તાલુકા તથા જીલ્લા બોર્ડોમાં ખરૂં પ્રતિનિધીતત્વ દાખલ કરવા "ગામ પંચાયત" નિમવા ખાસ જરૂર છે અને તેવા ગામ પંચાયતના સંડળો પોતાના પ્રતિનિધિ તાલુકા તથા જીલ્લા બોર્ડોમાં કાયદાથી મોકલી શકે તેમ થવાની જરૂર છે.

નામદાર શહેનશાહ તરફથી જે " ડીસેન્ટ્રાલાઇઝેશન કમિશન" નીમાયલ હતું તેમના તરફથી લોર્ડ રીપનની સરકારના ઠરાવમાં જે નિયમ જણાવવામાં આવેલ હતો તેને ટેકો આપવામાં આવેલ છે. તે સાથે એમ જણાવવામાં આવેલ છે, કે ગામડાની (Rural) બોર્ડોની અંદર બીનસરકારી સભાસદોની ઘણી બહુમતી હોવી જોઇએ, અને તેઓએ એમ પણ જણાવ્યું છે કે સરકાર નિમિત સભાસદોની સંખ્યા પેટા જીલ્લા બોર્ડોની અંદર માઇનોરીટીના પ્રતિનિધિત્વ માટે તથા સરકારના અનુભવ માટે જોઇએ તે કરતાં વધારે હોવી જોઇએ નહિં. અને જીલ્લા બોર્ડોની અંદર પણ પ્રજાની બહુમતિ હોવી જોઇએ, એટલે અધિકારી અને સરકાર નિમિત સભાસદોની સંખ્યા ઘટાડી નાંખવી જોઇએ. સદરહુ કમિશને સદરહુ બોર્ડોને વધારે સત્તા અને વધારે સ્વતંત્રતા આપવા ભલામણ કરી છે તેમ છતાં

તેઓ એવા અભિપ્રાયના હતા કે તેમના પ્રમુખ તરીકે તો જીલ્લાના અધિકારી કલેકટર રહેવા દેવા. અને પેટા જીલ્લા બોર્ડોના પ્રમુખ--પેટા જીલ્લાના અધિકારી અથવા તેહસીલદાર રહેવા દેવા.

સ્થાનીક સ્વરાજ્યની હાલની રૂઢીની ફતેહમંદીની ખામીના બે કારણો સદરહુ કમિશને બતાવ્યાં છે. (૧) જીલ્લાબોર્ડો અને મુખ્યત્વે કરીને પેટા જીલ્લા બોર્ડોના હસ્તક, પુરતા ફંડની ખાંમી તથા હદ બાહરના (excessive) કાબુના લીધે, ખરી સત્તા અને જોખમદારી રહેલી નોહોતી.

(૨) અત્યારસુધીની ચુંટણીના સંબંધમાં જે રૂઢી ગ્રહણ કરવામાં આવેલી તે રૂઢીથી માઇનોરીટીના પ્રતિનિધિત્વના માટે જોઇતી ગોઠવણ થએલ નોહોતી. તે અથવા તો મોટા જમીનદારો અથવા ઉંચ સંસારીક મોભો ધરાવનાર ગૃહસ્થોની સાધારણ ચુંટણીના મંડળમાં નહિં ઉભા રહેવાની નાપસંદગી; અને તેમના અભિપ્રાય પ્રમાણે ગાંમ પંચાયતની સંસ્થા દાખલ થવાથી એક ચુંટણીનું મંડળ થવા પામશે. જ્યારે પેટા જીલ્લા બોર્ડ અંદર અસરકારક(effectual) ચુંટણીનું તત્વ દાખલ કરવામાં આવે ત્યારે તે સંસ્થાને સ્થાનિક સરકાર ભુલી નહીં જાય. આપણા સ્વદેશાભિમાની બાહોશ મરહુમ શેહેરી શ્રીયુત રોમેશચંદ્રદત્ત જેઓ તે કમીશનના એક સભાસદ હતા તેઓ તે મતથી તદન જુદા પડયા અને તેમણે એમ જણાવવાની હીંમત કરી હતી કે **હાલની રૂઢી ફતેહમંદ નહીં થવાનું કારણ એ છે કે તમામ કારોબારી સત્તા અધિકારી પ્રમુખ કલેકટરના હસ્તક રહેલી છે.** ચુંટણીની રૂઢીની અંદરની કોઇપણ જાતની ખાંમીના લીધે તે રૂઢી ફતેહમંદ થવા પાંમી નથી એ મતના તેઓ વિરૂદ્ધ હતા. જુદી જુદી નાત જાત માટે જુદું જુદું પ્રતિનિધિત્વ આપવાની તેઓ સખ્ત વિરૂદ્ધમાં હતા.

વસ્તુસ્થિતી હાલ પણ તેવીજ જણાય છે; અને આપણા મરહુમ નામાંકિત સ્વદેશાભિમાની નરે જે અભિપ્રાય આપેલો છે તેને પ્રજાએ દીલોજાનીથી ટેકો આપેલો છે અને વધુ આપવાની જરૂર છે. નાતજાતના જુદા જુદા પ્રતિનિધિત્વથી લાભના બદલે હાની છે. જુદી જુદી જાતોમાં કડવાશ પેદા થવા સંભવ છે, અને પ્રજા કલ્યાંણ થવાને બદલે અંદર અંદર કલેશ વધવા પામશે. વળી પ્રજાના પ્રતિનિધિત્વમાં ઘણોજ વધારો થવાની જરૂર છે. જીલ્લા બોર્ડોની અંદર તમામ સભાસદો પ્રજાના નિમેલા હોવા જોઇએ અને અધિકારી, પ્રમુખ તરીકે, કોઇપણ કારણસર રહેવો જો-

છતો નથી. લોર્ડ રીપનની સરકારના ઠરાવ થયાને લગભગ ચોત્રીસ વરસ થયાં પણ જે વસ્તુસ્થીતી હતી તેમાં ઝાઝો ફેરફાર થયો હોય એમ લાગતું નથી. મુંબઈસરકારે લોર્ડરીપનની સરકારના ઠરાવને આનંદથી વધાવી લીધો હોય એમ જણાતું નથી. પણ તેના સંબંધમાં ઉપર જણાવ્યું તેમ કચવાતો જવાબ અપાયલ હોવાથી મ્યુનીસીપાલીટીઓ કરતાં પણ લોકલ બોર્ડોના સંબંધમાં પ્રજાને જોઇએ તેટલા હકો મળ્યા નથી; અને તેથી ગાંમડાઓની સ્થિતી આરોગ્ય અને કેળવણીના સંબંધી ઇચ્છવાજોગ વધવા પામી હોય એમ જણાતું નથી. બધા ઇલાકાઓ કરતાં આપણા ઇલાકાને વધારે પછાત રહેવાનું માન ઘટે છે, તેમ છતાં એટલુંતો કહ્યા વગર ચાલશે નહિં કે કેળવણીના પ્રયાસમાં, તંદુરસ્તીના સાધનો વધારવામાં, તથા રસ્તાઓ તૈયાર કરવામાં તથા દુષ્કાળના વખતમાં પ્રજાનું રક્ષણ કરવામાં લોકલબોર્ડો તથા મ્યુનીસીપાલીટીઓએ કીંમતી સેવા બજાવી છે. ટુંકામાં એટલુંજ કહેવું બસ થશે કે જે પ્રમાણમાં સત્તા પ્રજાને આપવામા આવી છે તે પ્રમાણમાં પ્રજાએ પોતાની ફરજ બજાવી છે. આવી સ્થીતી છતાં ઉપર જણાવ્યું તેમ લોકલ બોર્ડોના તાબાના ગામડાઓની કેળવણી અને આરોગ્યના સવાલોનું નિરાકરણ જે રીતે કરવાનું નક્કી થયું છે તે પ્રમાણે પુરેપુરૂં થયું છે એવું કોઇ કહી શકશે ? દરેક સમજુ મનુષ્યનું માનવું એવું છે કે પ્રાથમિક કેળવણી ઉપર પ્રજાની ઉન્નતિનો આધાર છે તો પછી લોકબોર્ડો હસ્તક અત્યારસુધી ખોલવામાં આવેલ પ્રાથમિક શાળાઓની સ્થિતી કેવી છે તેનો ખ્યાલ કરશો તો જણાશે કે તે અંધકારમય સ્થિતિમાં છે. તેની સંખ્યા પણ ઘણી થોડી છે. એમ કહેવાય છે કે દરેક સુધરેલા દેશના દરેક ગાંમડામાં બે ત્રણ કે તેથી વધારે શાળાઓ છે, જ્યારે આપણા ત્યાં દર ચાર પાંચ ગામે એક શાળા હોય તો આપણે ઘણા ભાગ્યશાળી ગણાઇએ. તેમાં વળી પ્રથમનું જે ધોરણ ચાલતું હતું તે ધોરણમાં કહેવાતો સુધારો કરવા લોર્ડ સીડનહામ કલાર્કની સરકારે. " રૂરલ ( Rural ) નિશાળો " કાઢી તેમાં ત્રણ " આર " એટલે વાંચન ( Reading ) લેખન ( Writing ) અને હિસાબ ( Arithmetic ) શીખવવામાં આવતા અને ત્રણ ધોરણ સુધીની શાળાઓ રાખવામાં આવેલ હતી અને ચોથા ધોરણ માટે એટલે ઇંગ્રેજી નિશાળમાં દાખલ થવાની લાયકાત મેળવવા માટે ગાંમડાના છોકરાને પોતાના તાલુકાની નિશાળમાં જવું પડતું હતું. આ સ્થિતિ થોડા વરસ ચાલી અને તે સ્થિતિથી શું નુકશાન છે તે સંબંધમાં આપણા આગેવાન શેહેરી શ્રીયુત એન. એમ. સમર્થે આપણા ઇલાકાની કાઉંસીલમાં ચર્ચા ઉઠાવી ઉહાપો

કરયો હતો. ત્યારબાદ હિંદના સ્વયંસેવક મંડળના સભાસદ શ્રીયુત અમૃતલાલ વી. ઠક્કર તથા બીજાઓએ છ.પાદ્વારા તથા બીજી રીતે તે અભ્યાસ ક્રમ સંબંધીની હકીકત સરકારની ધ્યાંન ઉપર લાવી તેમાં થોડા વખત ઉપર ફેરફાર કરાવ્યો, તેને માટે આપણો ઈલાકો નાંમદાર લોર્ડ વીલીંગડનની સરકારને આભારી છે. પણ આ બધા ફેરફારો તથા પ્રાથમીક કેળવણી અથવા જનસમુદાયની કેળવણી ( Mass Education ) ના સંબંધમાં માહરા મીત્ર શ્રીયુત તુળસીદાસ જસરાજભાઈ પારી. બી. એ. એલ. એલ. બી. જુદું ભાષણ આપનાર હોવાથી તેઓ આપણુને તે સંબંધી પુરતી માહિતી આપશે તેથી હું તે સંબંધમાં અહિં બોલવા માંગતો નથી.

કેળવણીના સંબંધમાં આવી સ્થિતી છે તેપછી આરોગ્ય-સ્વચ્છતા, સુખાકારી,—ના સંબંધમાં શું સ્થિતિ છે તે પણ આપણે જાણવાની જરૂર છે. મોટા શહેરોની મ્યુનીસીપાલીટીઓ પોતાના સરિયામ રસ્તાઓ સારા રખાવે છે જ્યારે સંખ્યા બંધ ગાંમડાઓમાં ગંદકીના ઢગલે ઢગલા આપણા જોવામાં આવે છે. પાણીની સગવડતા તો થોડાજ શેહેરોમાં થઇ હશે. ગાંમડાઓમાં કુવાની સંખ્યા પુરતી નથી તેથી વરસાદની જરા તંગી પડે છે કે ગાંમડાઓમાં તેનો દુકાળ માલુમ પડે છે. મોટા રસ્તાઓ અધિકારીઓની સગવડ માટે તૈયાર કરવામાં આવે છે, જ્યારે ગાંમડાઓના રસ્તાઓ અસલ સ્થિતિમાં પડેલા છે. તે રસ્તાઓની તેવી સ્થિતિના લીધે ગામડાઓમાં જવાનાં સારા સાધનાં મળતાં નથી અને તેથી કરીને દેશનો સમજુ અને લોક કલ્યાંણમાં ભોગ આપનાર ( self sacrificing ) વર્ગ-દેશનો કેળવાયલો વર્ગ, તેઓની ખરી સ્થિતિ જાણવા પાંમતો નથી અને તેથી કરીને જીલ્લા બોર્ડો, પેટા જીલ્લા-તાલુકા-બોર્ડોની ખરી સ્થિતિ સમજવામાં આવી પણ નથી.

આપણા ઇલાકામાં લોકલ બોર્ડો સંબંધી કમીશન બેઠેલ હતું તેમના વિચારો, સરકારે ઠરાવથી બાહાર પાડેલા છે. અને તેમણે ઘણી ભલામણો કરેલી છે. તે રિપોર્ટ-ગુજરાતી ભાષામાં હિંદના સ્વયંસેવક મંડળના બીજા સભાસદ શ્રીયુત ઇંદુલાલ યાજ્ઞિકે પોતાના "નવ જીવન અને સત્ય" નામના માસીક મારફતે લોકોની જાણ માટે છપાવેલ છે. તે રિપોર્ટનો પુરેપુરો તરજુમો દરેક જીલ્લામાં દેશી ભાષામાં છપાવી મફત વેહેંચવાની જરૂર છે. અને તેમાં આપણા પ્રજાના સભાસદોએ જે અભિપ્રાયો પ્રજાહિતાર્થે જણાવ્યા છે તે સરકાર પાસે અમલમાં મુકાવવા માટે દરેક જીલ્લા-તાલુકા અને ગામડામાં ચર્ચાવાની જરૂર છે. અને લોકોની શું માંગણી

છે તે સરકારને પોહોંચાડવી જોઇએ. તેમ થવાથી સરકાર તરફથી જે નવો ખરડો (Bill) લોકલ બોર્ડો સંબંધી થવાનો છે તેમાં જોઇતો ફેરફાર થવા પામશે. આ સંબંધી આપણા ઇલાકાના બંન્ને ધારાઓ સંબંધમાં વિસ્તારથી હું હવે પછી આપની આગળ બોલવા માંગું છું તેથી તે સંબંધી અહિં વધારે વિવેચન કરતો નથી.

આ પ્રમાણે હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં સને ૧૮૮૩ થી ૧૮૮૫ ની સાલ સુધી જે રૂઢી દાખલ કરવામાં આવી તે જો કે ઉપર જણાવ્યું તેમ એકબીજાથી ઘણી જુદી પડતી હતી તોપણ તેમાંની ઘણીખરી હજુ સુધી ચાલુ છે.

## ડીસેંટ્રાલાઈઝેશન કમીશન અને લોર્ડહાર્ડીંજની સરકાર.

ડીસેન્ટ્રાલાઇઝેશન કમીશનની ભલામણો ઉપર લોર્ડહાર્ડીંજની સરકારે વિચાર ચલાવી, તા. ૨૮ મી એપ્રીલ ૧૯૧૫ ના સરકારી ઠરાવ મારફતે સદરહુ કમીશને જે ભલામણો કરી તેના ઉપર પોતાના વિચારો દર્શાવ્યા. તેનું સંક્ષિપ્તમાં વર્ણન આપવાથી વડી સરકારની સ્થાનિક સ્વરાજ્ય સંબંધીની હાલની રાજનિતિ ( Policy ) કેવી છે તે, તે ઠરાવ ઉપરથી માલુમ પડી આવશે.

૧ મ્યુનીસીપાલીટીઓનું બંધારણ એવી રીતે ગોઠવવું કે પ્રજાની બહુમતી ખરા પ્રમાણમાં મળી શકે ( substantial elective majority ) અને સરકાર નિમિત સભાસદો ફક્ત માઇનોરીટીના પ્રતિનિધિત્વની જાળવણી કરવા તથા અધિકારી અનુભવ આપવા પુરતાજ નિમાય. એવી ભલામણ સદરહુ કમીશને કરી તે સંબંધમાં સરકાર જણાવે છે કે આ ભલામણનો અમલ ઘણા પ્રાંતોમાં થયો છે, અને સ્થાનિક યાને પ્રાંતિક સરકારોએ તથા હિંદી સરકારે સાધારણ રીતે તે ભલામણ એવી સરતે મંજુર રાખી છે કે જે જગોએ તે રૂઢીની ફતેહમંદી શકભરેલી હોય તે જગોએ થોડી પસંદ કરેલી મ્યુનીસીપાલીટીઓમાં અજમાયશ કર્યા પછી ધીમે ધીમે દાખલ કરવી.

૨ મ્યુનીસીપાલીટીના પ્રમુખ ઘણાખરા ( Usually ) ચુંટાયલા બીન અધિકારી હોવા જોઇએ અને સરકારી અમલદારોને ચુંટણીમાં ઉમેદવાર તરીકે ઉભા રહેવા દેવા જોઇએ નહિ. તેમ છતાં જ્યાં સરકાર નિમિત પ્રમુખની જરૂર જણાય ત્યાં અમલદારને પ્રમુખ નિમવા. આ દરખાસ્તની સાથે વડી સરકારે પોતાની પૂર્ણ દિલસોજી બતાવી જણાવ્યું કે આ ફેરફાર ઘણો ધીમો થવો જોઇયે, યાને યોગ્ય ઉમેદવારોની ગેરહા-

જરીમાં અમુક સ્થળોમાં છેવટને માટે તે થઇ શકે નહિ તો બીનસરકારી અમલદારને પ્રમુખ તરીકે નીમવાની સત્તા સ્થાનિક સરકારના હસ્તક રાખવી, એવા ઘણા સ્થળોના અભિપ્રાય સાથે હિંદી સરકાર એકમત છે.

(૩) મોટામાં મોટા શેહેરો કે જ્યાં ચુંટણીથી નિમાયલ પ્રમુખ હોય, જે સાધારણ રીતે કોરપોરેશન તરફનો આગેવાન છે, તે શેહેરોએ મુંબઇ શેહેરની રૂઢી ગૃહણ કરવી જોઇએ. આવી રૂઢી પ્રમાણે મ્યુનીસીપાલીટી અને તેની સ્ટેન્ડીંગ કમિટીના તાબા નીચે સરકાર નિમિત અધિકારી (સરકારી નોકર) હસ્તક મ્યુનીસીપાલ વહીવટ મુકવો જોઇએ. જે જે પ્રાંતોમાં સ્થાનિક સ્થિતિને આ રૂઢી માફક નહિં આવે ત્યાં આ રૂઢી દાખલ કરવા વડી સરકાર દબાણ કરતા નથી.

(૪) પેટા જીલ્લા બોર્ડો બધી જગાએ સ્થાપવી જોઇએ અને ગાંમડાની સંસ્થાઓનો કારોબાર મુખ્યત્વે કરીને તેમના હસ્તક રહેવો જોઇએ એવી સદરહુ કમીશને ઇચ્છા દર્શાવી હતી (desired) વળી તેમની ધારણા પ્રમાણે આવી બોર્ડોના હસ્તક જોઇતાં ફંડ રહેવાં જોઇએ, અને તેમને પુરતી સ્વતંત્રતા મળવી જોઇએ; તેમજ તેમની હકુમતનું ક્ષેત્રફળ એવું હોવું જોઇએ કે તેમના સભાસદોનું સ્થાનિક જ્ઞાન અને હિત લોકોને સારી રીતે જાણીતું હોઇ શકે. અને તે માટે તેઓએ એક તાલુકાના ક્ષેત્રફળને પુરતું ગણ્યું છે. આ દરખાસ્ત સંબંધમાં જુદી જુદી સ્થાનિક સરકારોએ પોતાના પ્રાંતોના સંબંધમાં જે અભિપ્રાય જણાવેલા છે તેની સાથે વડી સરકાર મળતી થાએ છે.

(૫) જીલ્લા અને પેટા જીલ્લાબોર્ડોમાં પ્રજાનિમિત સભાસદોની ઘણીજ બહુમતી હોવી જોઇએ. તેમાં માઇનોરીટીનું પ્રતિનિધિત્વ જાળવવા તથા અધિકારી અનુભવ પુરતા પ્રમાણમાં નિમાવો જોઇએ, એવો અભિપ્રાય સદરહુ કમિશનનો થએલો. વડી સરકાર આ દરખાસ્ત તરફ પુર્ણ દીલસોજી ધરાવે છે.

(૬) જીલ્લા તથા પેટાજીલ્લા બોર્ડના પ્રમુખ અધિકારી નીમાવા જોઇએ, એવા મજકુર કમિશનના અભિપ્રાય સાથે હિંદી સરકાર એકમત થાય છે. તેમ છતાં બીન અધિકરી જ્યાં છે ત્યાં રાખવાના સંબંધમાં તથા સ્થાનિક સરકારની મરજી પ્રમાણે નિમવા વડી સરકારને વાંધો નથી.

(૭) મુંબાઇ શહેરની મ્યુનીસીપાલીટીના જેવી સત્તા આપવા તથા સરકાર નિમિત મ્યુનીસીપાલ કમિશનર અને ચુંટાયલ પ્રમુખ નીમવાની

સત્તા બીજા ઇલાકાઓના પાટનગરોને આપવી. અને તેજ પ્રમાણે રંગુન મ્યુનીસીપાલીટીને પણ તે હક બક્ષવો. તે સંબંધમાં સ્થાનીક સરકારોના મુખ્ય અભિપ્રાયો મંજુર રાખી એમ જણાવે છે કે જ્યાં આગળ જોખમદાર જાહેર છાપાં અને સ્થાનીક ધારા સભામાં પ્રતિનિધિત્વ હોય ત્યાં આગળ મ્યુનીસીપાલીટીઓને બોહોળી છુટ અને મોટી સત્તા આપવાનાં કારણ વધારે મજબુત છે.

આ પ્રમાણે આપણા સ્થાનીક સ્વરાજ્યના સંબંધમાં વડી સરકારનો અભિપ્રાય છે તે **અભિપ્રાય ઘણોજ નિરાશાજનક** છે. લોર્ડરીપનની સરકારના ઠરાવથી એ ઠરાવ કાંઇપણ આગળ વધેલો કહી શકાયજ નહિં. પાછળ પાડનારો છે કે નહિં તે જણાવતાં પેહેલાં બહુ વિચાર કરવાનો છે. ટુંકાણમાં એટલુંજ કહી શકાય કે લોર્ડરીપને જે સ્થિતિમાં તે સંસ્થાઓને મુકી હતી તેજ સ્થિતિમાં તે રહી છે. કારણકે કેટલેક ઠેકાણે બંધારણમાં ઉદારતા થઇ છે ત્યારે બીજી બાજુએથી કારોબારી સત્તા વધારેને વધારે અંશે અમલદારો હસ્તક સોંપાઇ છે. આનું પરિણામ ઇચ્છવા જોગ થયું નથી.

## મુંબાઈ ઇલાકાની હાલની સ્થિતિ.

ચુંટણીનું તત્વ મ્યુનીસીપાલીટીઓના સંબંધમાં વધારવામાં આવ્યું છે પણ લોકલબોર્ડોના સંબંધમાં વધવા પામ્યું હોય એમ લાગતું નથી. પ્રમુખ મ્યુનીસીપાલીટીઓને ચુંટાયલો નીમવાની સત્તા કેટલીએક જગોએ એટલે કે બહુ મત હોય ત્યાં આપવામા આવે છે. પણ તે સત્તાનો બરોબર ઉપયોગ થોડા વખત થઆ પછી બંધ થઓ હતો. અને આધકારી સભાસદ પણ ઉમેદવાર તરીકે બાહાર પડતા હતા તેથી આપણા ઇલાકાની કાઉંસીલમાં ઓન શ્રીયુત વીઠલભાઇ ઝવેરભાઇ પટેલના તે સંબંધના ઠરાવને નરમ શબ્દોમાં (Modified) સરકારે મંજુર રાખ્યો છે. અને તેમાં અધિકારી સભાસદને ઉમેદવાર થવા નહીં દેવાની કબુલત આપી છે. પણ જયારે કે બહુમતિ નહીં હોય અને જયારે ઉમેદવાર સીવાયના સભાસદને પ્રમુખ નિમવા પડે ત્યારે બહુ મત મેળવનાર સભાસદને નહિં નીમતાં સરકારની મરજી ઉપર તે નિમણુંક રખાયલ છે આ સત્તા સરકાર હસ્તક રાખવાની જરૂર નોહોતી. તેમજ અધિકારી સભાસદ એટલે જીલ્લા અથવા પેટા જીલ્લાના મુખ્ય અધિકારીને સભાસદ તરીકે નિમવા સરકારે મના કરવી જોઇએ. અને લોર્ડરિપનની સરકારે જણાવ્યું તેમ બાહાર રહીને આ સંસ્થાઓની સંભાળ રાખવી જોઇએ.

લોકલબોર્ડોની સ્થિતિ હજુ તેવીને તેવી છે. કોઈ જગાએ બીન સર-સરકારી સભાસદ પ્રમુખ તરીકે નિમાયા નથી. પણ હાલમાં પુનાના લોકલબોર્ડોના પ્રમુખ સરકારે બીન સરકારી સભાસદને નિમેલ છે. પ્રતિ-

નિશ્ચિતત્વ પણ વધારવામાં આવેલ નથી. આપણા ઇલાકાના સંબંધમાં જે લોકલબોર્ડોના સંબંધમાં કમીટી નિમાયલ તે કમીટીના રીપોર્ટ ઉપર મુંબઇ સરકારે તા. ૧૬ મે. ૧૯૧૨ નો ઠરાવ બાહાર પાડી વિભાગના કમીશનરોને પુછાવ્યું છે કે તેમના વિભાગના કયા કયા આગળ પડતા જીલ્લાઓમાં બીનઅધિકારી ગૃહસ્થને પ્રમુખ તરીકે નિમવાની તેઓ ભલામણ કરે છે. જો તેવી ભલામણ કરવામાં આવે તો તે વખતે બોર્ડોના સભાસદો અગર બીન સભાસદો પૈકીના કયા ગૃહસ્થોને તેઓ તે નિમણુકના સંબંધમાં લાયક ગણે છે? એટલે હવે જોવાનું એ રહ્યું છે કે આખા ઇલાકાના કેટલા જીલ્લાઓમાં તેવા બીન અધિકારી પ્રમુખ નીમવામાં આવે છે. બીન અધિકારી પ્રમુખ નીમવાની વિરૂદ્ધ અધિકારી મંડળની મોટી સંખ્યા છે તે જાણીતી વાત છે પોતાના હસ્તકની સત્તા સોંપી દેવી પડે એ અમલદારવર્ગને લાગે ! પણ આપણી સરકારે કમીટીનો સદરહુ અભિપ્રાય એટલો પણ મંજુર રાખ્યો માટે આપણે તેમનો ઉપકાર માનવો જોઇએ. સરકાર નિમિત બદલે ચુંટણીથી બીન અધિકારીને પ્રમુખ તરીકે નિમવા લોકોએ કાયદેસર ખાસ લડત ચલાવવી જોઇએ.

આ જગોએ થોડા દીવસ ઉપર ટાઇમ્સ ઑફ ઇંન્ડીઆ માં ભરૂચના એક પારસી ગૃહસ્થે બીન અધિકારી પ્રમુખ નિમવાના સરકારી ઠરાવ સંબંધમાં ચર્ચા કરી છે તેના જવાબમાં એટલુંજ જણાવવાનું કે તે ગૃહસ્થ આપણા ઇલાકા માં શું શું થઇ રહ્યું છે તેનાથી અજ્ઞાન હોય એમ જણાય છે. તેમનું ધ્યાન લોકલ બોર્ડ કમીટીના રીપોર્ટ તરફ ખેંચું છું.

વળી ચુંટણીનું પ્રમાણ વધારવાની જે ભલામણ સદરહુ બોર્ડે કરી છે તે પણ સરકારે પોતાના સદરહુ ઠરાવમાં કબુલ રાખી છે. પણ તેઓ તાલુકા બોર્ડમાં તે પ્રમાણ વધારવા હાલ માગતા નથી. આ સંબંધમાં સરકારને ચુંટણીનું તત્વ તે પ્રમાણે વધારવાનીઅરજ કરવાની જરૂરછે.બીજા પ્રાંતોમાં જ્યારે ચુંટણીનું પ્રમાણ ઘણુંજ વધ્યુંછે તો આટલા બધાવરસ પછી શું કામ તે પ્રમાણ આપણા ઇલાકામાં વધારવું નહી જોઇએ. બીન સરકારી સભાસદોને એવું માલુમ પડશે કે તેમના હસ્તક ખરી સત્તા અને જોખમદારી રહેલી છે તો સ્થાનીક કામોમાં તેઓ ખરૂં હિત ધરાવતા થશે. આવા કારણના લીધે અંદરનો અધિકારી કાબુ ખસેડવાનો લોર્ડરીપનનો અભિપ્રાય થએલો હતો. તેમ છતાં તે પ્રમાણે વરતવામાં નથી આવ્યું, અને અધિકારી કાબુ એક બાજુથી એક રીતનો ખસેડયો તો બીજી રીતનો દાખલ થઓ છે તે દુર થવાની જરૂર છે.

## શહેરીઓની ફરજ.

ઉપર પ્રમાણે સ્થિતિ જણાવ્યા પછી અને સરકારે શું શું કરવું જોઇએ અને આપણે શું શું માગવાનું છે તે ટુંકમાં જણાવ્યા પછી અત્યાર સુધી સરકાર તરફથી જે જે મળેલ છે તેનો ખરા સ્વરૂપમાં લાભ

લેવો અને તેનો અમલ તેના ખરા સ્વરૂપમાં કરવો તે આપણી શહેરી-
ઓની ફરજ છે. એટલા માટે લાયક શહેરીઓને તે સંસ્થાઓમાં આપણા
પ્રતિનિધિઓ તરીકે મોકલવા જોઇએ. જીલ્લા તથા તાલુકા લોકલબોર્ડો
તથા મ્યુનીસીપાલીટીઓમાં સભાસદ થવું એ કંઇ મુસ્કેલ કામ નથી. પણ
ત્યાં સભાસદ થતી વખતે જે પ્રજાનું હિત જાળવવા ગર્ભિત વચન આપેલ
છે તે પ્રજાના હિત માટે પ્રયાસ કરી જોઇતો સ્વભોગ આપવાની આવા
દરેક સભાસદની ફરજ છે. દરેક મનુષ્ય સમજે છે કે તે જગા ધારણ
કરનારે ઘણી મુસ્કેલીઓ વચ્ચે પસાર થવું પડે છે. પણ જ્યાં સત્તા છે
ત્યાં જોખમદારીઓ અને મુસ્કેલીઓ પણ રહેલી છે. એવી મુસ્કેલીઓ અને
જોખમદારીઓ સમજનારને ત્યાં મોકલવા જોઇએ. એવી મુસ્કેલી રૂપી
કાંટા કાઢવાની શક્તિ ન હોય તો તેવી જગાએ જતાં પેહેલાં પુખ્ત વિ-
ચાર કરવો જોઇએ. મોટા પુરૂષો વચન ભંગ થતા નથી. આપણી તરફથી
જે સભાસદ આપણા એજંટ તરીકે આવી સસ્થામાં બેસે છે, તેમના
શીર એજંટની તમામ જવાબદારીઓ રહેલી છે, અને જેમ એજંટ
પોતાના પ્રીનસીપાલ યાને માલીકને પોતાના વહીવટનો હિસાબ આપે છે
તેમ તે સભાસદ પણ પોતાના ચુંટનારાઓને પોતાના જાહેર કાર્યનો
હિસાબ આપવાને બંધાયલો હોવાથી તે પ્રમાણે હિસાબ આપવાને શેહેરી-
ઓએ તેને ફરજ પાડવી જોઇએ. અને હીસાબ આપતાં ઢીલ કરે, અથવા
પોતાનું કાર્ય બરોબર અદા કર્યું નથી એમ માલમ પડે તો તે તે જગા
માટે લાયક નથી એમ સમજવું જોઇએ. જેમ સાધારણ એજંટને પોતાના
પ્રીન્સીપાલનું કામ કરતાં પોતાના લવાજમ સીવાયના તમામ સ્વાર્થ
બાજુએ મુકવા પડે છે તેમ ઉપર જણાવેલ એજંટ સભાસદને પણ
પોતાનો સ્વાર્થ બાજુએ મુકવાનો છે. આમ છતાં પણ લવાજમ લેનાર
એજંટ પોતાના પ્રીનસીપાલનું હિત જાળવતો માલુમ પડતો નથી. પણ
પોતાનો ખાનગી સ્વાર્થ સાધનાર જણાય છે તો તેના માલીક (Prin-
cipal) તેના ઉપર ફોજદારી ફરીઆદ કરે છે અને તે ફરીઆદ સાબીત
થતાં તે વિશ્વાસ ભંગ (Breach of frust) ના ગુન્હાને માટે જ-
વાબદાર થાએ છે. તેજ પ્રમાણે મ્યુનીસીપાલીટી, જીલ્લા, તાલુકા લોકલ-
બોર્ડના સભાસદ પણ પોતાના ઇલેકટોરલના હિત માટે તે જગા ધારણ
કરે છે અને જ્યારે તે હિત તેઓ જાળવતા નથી, બલ્કે પોતાનું હિત પ્રથમ
જાળવવા પ્રયાસ કરતા જણાય છે, ત્યારે તેઓ પોતાની ફરજ બરોબર
અદા કરે છે એમ કોણ કહી શકશે? ત્યારે શું તેઓ ફોજદારી ગુન્હાને

પાત્ર થાએ છે ? તે ગુન્હાની ચુંગાલમાં નહિ આવતા હોય તોપણ મનુષ્યના નીતીના કાયદાનો ભંગ તેઓ નથી કરતા ? પણ આપણો લોકમત એટલો બધો નબળો છે કે એવા વચનભંગ સભાસદ ફરીથી ચુંટણી વખતે તેજ બેઠક મેળવવાને શક્તિમાન થાય છે. એ ઓછું ખેદજનક છે! આ આપણ દેશ માટે એક મોટું દુઃર્ભાગ્ય નથી ? બ્રીટીશ આઇલ્સ વિગેરે બીજા દેશોમાં એવો સભાસદ ફરીથી બેઠક મેળવવાને ભાગ્યેજ શક્તિમાન થાએ છે. આપણી આવી દુર્ભાગ્ય સ્થિતિ કયાં સુધી ચાલુ રહેશે ? આપણે જુદી જુદી જાતોનું જુદું જુદું પ્રતિનિધિત્વ કયાં સુધી રખાવવું છે ? બીન જરૂરના નકામા બોજા પ્રજા ઉપર કયાં સુધી રખાવવા છે ? સ્વાર્થ વગરની દુનીઆ નથી એ વાત સત્ય છે. છતાં પણ તેની હદ હોય છે બ્રીટીશ આઇલ્સ વિગેરે આગળ પડતા દેશોમાં સ્વાર્થ વધારે છે તેમ છતાં સામાજીક હિત જાળવવા પોતાનો ભોગ તેઓ આપે છે. સામાજીક હિતમાં દરેક મનુષ્યનું પોતાનું જાતિકું હિત રહેલું છે અને જે માણસ પોતાના થોડા દેખીતા જાતિકા સ્વાર્થને માટે સામાજીક હિતનું બળીદાન કરે છે તે મનુષ્ય પોતાના તથા પોતાના વારસોના હમેશના હિતનો નાશ કરે છે. હિંદ ભુમી મટીરીઆલીસીટીક ગણાતી નથી,ત્યારે આવી સ્થિતિ કેમ રહેવા પામી છે ? આ સ્થીતી દુર કરવાને દરેક કેળવાયલ, પૈસાદાર, વગવાળા મનુષ્યે બીન સ્વાર્થી એક સરખું હિત સ્થાનીક સ્વરાજયના સંબંધમાં લેવું જોઇએ. આ જગોએ માનવંતા માજી વાઇસરોય લોર્ડરીપને પોતાનો મશહુર ઠરાવ બહાર પાડયા પછી લાહોર મ્યુનીસીપાલીટીના માનપત્રનો જવાબ વાળતાં નીચે પ્રમાણે શેહેરીની ફરજ સંબંધમાં જણાવ્યું હતું.

" + + + ગૃહસ્થો એટલા માટે માહારા સમજવા પ્રમાણે સરકારે પોતાની ફરજ બજાવી છે. અમારી રાજનીતી ( Policy ) અમે નક્કી કરી છે.......તેટલા માટે પંજાબમાં તેમજ હિંદના બીજા ભાગમાં પોતાની ફરજ અદા કરવાનું લોકના શિર હવે રહેલું છે. ગૃહસ્થો તમારા જેવા કેળવાયલા અને વગવાળાઓએ હવે સરકારની માંગણીને ( માન આપી ) દેશના કારોબારમાં તમારી ફરજ અદા કરવા બાહાર પડવું જોઇએ. આ રાજનીતીને ફતેહમંદ ઉતારવી કે નિષ્ફળ કરવી એ તમારા હાથમાં છે. તમારી પાસે જે માંગણી કરવામાં આવી છે તે માંગણી પુર્ણ રીતે તમે પુરી પાડશો એમાં મને શંકા નથી."

અને તેજ પ્રમાણે આપણી હીંદની રાષ્ટ્રીયકોંગ્રેસના પિતા મરહુમ એ. ઓ. હ્યુમ, એ પણ પાએનીઅર છાપાદ્વારા હિંદના લોકોને એવાજ સ્વક-

૫માં સ્થાનીક સ્વરાજ્યની લોર્ડરીપનની રાજ્યનિતિને ફતેહમંદ રીતે પાર ઉતારવા શિક્ષારૂપે જણાવ્યું હતું. તે કાગળનો એક ફકરો નીચે પ્રમાણે હતો.

"આવતા વરસમાં આખા દેશમાં કેળવાયલા તથા પૈસાદાર વર્ગનો ( considerable ) ઠીક ભાગ પણ સ્થાનીક સ્વરાજ્ય સંબંધી વ્યવહારીક રીતે ખરા અંતઃકરણ પુર્વક હિત બતાવશે; પોતાના ધંધા અને વિલાસમાં ( Peasures ) પડતી અડચણ અને મુશ્કેલીઓ દરગુજર કરી દ્રઢતાથી અને અક્કલમંદીથી જાહેર કાર્યો કરશે; પોતાની વૃદ્ધિ બાજુએ રાખી તે કાર્યના માટે દરેક જગોએ શ્રેષ્ટ મનુષ્યો મેળવવા ઇલેકશનની યોજના કરશે; અથવા તો જ્યારે તેઓને પસંદ કરવામાં આવે ત્યારે પોતાને શીર આવેલી ફરજો ભય અથવા લાલચ ( Fear or favour ) વગર, હોંસ અને પ્રમાણીકપણાથી બજાવે; પોતાના દેશની અજમાયશ છે અને તેની ફતેહમંદી હિંદને માન આપશે, પણ તેની નિષ્ફળતા હિંદને અપયશ લાવશે એ વાત પોતાના મન આગળ રાત્રદિવસ રાખશે; ટુંકમાં કહેવાનું કે જો ખરેખર સારા અને સાચા મનુષ્યો તેઓ છે એમ ઠરશે......(તો) તે પછીનાં વરસો, વધુ અગત્યના વિકાસ વગર પસાર થવા પામશે નહિં......."

ટુંકમાં નિડર હિમતવાન બિનસ્વાર્થી સભ્યોને આવી સંસ્થાઓમાં મોકલવાની દરેક શહેરીની ફરજ છે.

લોર્ડ રીપને જણાવ્યું તેમ આપણે આપણી ફરજ બરોબર બજાવીએ છીએ ? એવા પ્રતિનિધિઓ મોકલો કે તેમનો વહીવટ બીજાઓને આદર્શરૂપ થાએ.જ્યારે સ્થાનીક સ્વરાજ્યના સંબધમાં આપણે ઉત્તમ પંક્તિ ધરાવીશું ત્યારે આપણને આપણા કોઇ પણ કાર્યમાં સ્વતંત્રતા ભોગવતાં અડચણ આવશે નહિ. આપણે હિંમતથી નિડરપણે સરકારના રાજ્ય વહીવટમાં ખામી બતાવી પ્રજાકીય તત્વ દાખલ કરાવી શકિશું. એ વખત હવે આવતો જાયછે અને આપણી મ્યુનીસીપાલીટીઓ, જીલ્લા તથા તાલુકા બોર્ડોમાં બીરાજતા સભાસદોમાંના કેટલાએક તેવી હિંમત અને નિડરપણું બતાવે છે. તે આશા જનક છે. અહિં આપણા સ્વાર્થીઓ, નાહિંમત, ડરકુ સભાસદોને એક વિનંતી કરવાની રજા લેઉં છું કે જેના એજંટ અને પ્રતિનિધિ તરીકે તમારી જગા શોભાવો છો તેના હક ઉપર ત્રાપ નહિં મારતાં તેના ભલામાં પ્રયાસ કરો અને તમારામાં જે વિશ્વાસ મુકાયલો છે તે વિશ્વાસનો પુરેપુરો અમલ કરો. તેવીજ રીતે જે ઇલેકટોરલના તેઓ પ્રતિનિધિ

છે તે ઇલેક્ટોરલવાળાઓને અરજ કરવાની કે તેવા મનુષ્યને તમારા પ્રતિનિધિ તરીકે મોકલતાં વિચાર કરો. તેમની પાસે ખુલાસો માંગો અને ભવિષ્યમાં તમારા તરફથી ચુંટાયેલા અથવા બીજા ઉમેદવારો તમારા તરફથી કેટલું કામ બજાવશે તેનું તેમની પાસેથી વચન મેળવો. તેવું થાએ નહી ત્યાં સુધી ઉપર વર્ણવ્યા તેવા મનુષ્યને તમારા પ્રતિનિધિ નિમતાં પુખ્ત વિચાર કરો. આ પ્રસગે આપણી અહિંની મ્યુનીસીપાલીટીના વહીવટ સબંધમાં બોલવાની જરૂર છે. લોકો એમ બુમ પાડે છે કે અમારી પાસે કર લેવામાં આવે છે તે પ્રમાંણમાં અમને લાભ મળતો નથી કરનો બોજો વધ્યો તે પ્રમાણમાં લાભ મળ્યો નથી. આમ કહેતાં પેહેલાં તેમણે પોતાના પ્રતિનિધિઓ કેવા મોકલ્યા છે તેનો તેમણે વિચાર કર્યો છે ?

ગઇ ત્રીવારસીક ચુંટણી વખતે લોક અફવા એટલી બધી મજબુત હતી કે કેટલાએક જીલ્લા ( wards ) ના મત આપનારાઓએ ઘણા પૈસા લીધા છે અને પ્રતિનિધિએ આપેલા છે. આ અફવામાં કેટલું વજુદ રહેલું છે તે કહેવાનો માહરો હેતુ નથી. પણ તેવા મત આપનારાઓ માટે લોકમાં કેટલો હલકો મત બંધાયલો છે. અને તેવા મત આપનારાઓના જે પ્રતિનિધિઓ ગએલા છે તેમની કેટલી હલકાઇ થઇ છે. તે ધ્યાંનમાં રાખવાનું છે. આ અફવા ખરી હોય તો પછી તેવી રીતે ચુંટાયલા સભાસદો પ્રજાનું હિત કેટલે દરજ્જે જાળવી શકે ? જ્યારે તેવા પ્રતિનિધિઓ પ્રજાના હિત વિરૂદ્ધ વરતે તો પછી તે ચુંટણી કરનારા મંડળે તેમનો દોષ કાઢવો જોઇતો નથી અને એવા ચુંટણી કરનાર મંડળ પાસેથી ચુંટણી કરવાનો હક છીનવી લેવામાં આવે તો ફરીઆદ કરવાનું કંઈ કારણ નથી. પણ આ અફવા બાજુએ મુકીને આપણા સુજ્ઞ નાગરિકોને વિનંતી કરીશ કે આપણું સ્થાનીકસ્વરાજ્ય સારૂં ચલાવવુ હોય, ઓછા કરો ભરી સારો લાભ લેવો હોય, ટુંકાણમાં આપણું ભલું થાએ તેવી રીતે કાર્ય કરાવવું હોય તો આપણું હિત બરોબર જાળવી શકે, આપણી સ્થાનીક જરૂરીઆત જાણતા હોય-આપણા જીલ્લાની બરોબર માહિતી ધરાવતા હોય, આપણા હિતમાં જેમનું હિત રહેલું હોય, ખરા પણ કડવા શબ્દો કહેનાર હોય તેવા નિડર, નિખાલસ, ખંતીલા, સ્વભોગ આપનારા મનુષ્યને આપણા પ્રતિનિધિ તરીકે પસંદ કરો. નિડર અને અંતઃકરણ પૂર્વક કામ કરનારાઓને ઘણી વિટંબણાઓ નડશે. પણ તે વિટંબણાઓ દુર કરવા તેઓ તેઓનીજ મેળે સંભાળી લેશે. ચુંટણી કરનારાઓએ તો ફક્ત તેમને પોતાના પ્રતિનિધિ તરીકે ચુંટી મદદ આપી તેમના હાથ

.. ...ા પોતાના ...રથા સ્વીકારે નહિ ત્યાં સુધી તેવી કાયદેસર ...... ચાલુ રાખવી જોઇએ. માગ્યા વગર કંઇ મળતું નથી, બલ્કે માબાપ માગ્યા વગર આપતી નથી, તો આપણી માબાપ સરકાર વિગેરે પણ આપણને માગ્યા વગર કેવી રીતે આપે!

## "વોર્ડ કાઉન્સીલ નીમવાની સુચના."

સ્થાનીક સ્વરાજ્યના સંબંધમાં આવી ચળવળ કરવાને એક સુચના કરવાની કે આપણા શહેરના જીલ્લાઓમાં દરેક જીલ્લા વાર એક કાઉંસીલ સ્થાપવી જોઇએ અને તેમાં અમુક ઘરની સંખ્યાના પ્રતિનિધિ તરીકે એક મનુષ્યને નિમી અમુક સંખ્યાની તે જીલ્લાની વસ્તી પ્રમાણે "જીલ્લા કાઉંસીલ" (ward council) નીમવી જોઇએ. તે જીલ્લા કાઉંસીલમાં પોતાના જીલ્લાની જરૂરીઆતના સંબંધમાં ચર્ચા થવી જોઇએ. અને પોતાના જીલ્લામાં જે જે મુસ્કેલીઓ હોય તે તથા કર ભરનારા તથા વગર કર ભરનારાઓ ઉપર જે હાડમારીઓ પડતી હોય તેની ખરી સ્થીતી સ્થાનીક મંડળ આગળ પોતાના જીલ્લાના પ્રતિનિધિ મારફતે અગર બારોબાર મોકલાવવી જોઇએ; પોતાના જીલ્લાની કેળવણીની સંસ્થાઓની ખામીઓ અધિકારી મંડળ અને સ્કુલકમીટી આગલ મોકલી તેમાં જોઇતા સુધારા વધારા કરાવવા; આરોગ્યના સંબંધમાં તેના અધિકારી આગળ બધી હકીકત મુકવી અને તેના ઉપર ધ્યાન નહિ અપાય તો ચર્ચા કરી જાહેર છાપા દ્વારા સરકાર આગળ મુકવી. ટુકાંણમાં સ્થાનીક સ્વરાજ્યના કાયદામાં જે જે કાર્યો મ્યુનીસીપાલીટીને કરવાનાં છે તેના સબંધમાં યોગ્ય પગલાં ભરવાની તે કાઉંસીલને સત્તા આપવી; અને તે કાઉંસીલ વળી આખા જીલ્લાના પ્રતિનિધિઓની ચુટણી વખતે કે.. માણસને મોકલવો તે સબંધી લોકમત કેળવે, બીરાજતા પ્રતિનિધિ પોતાની ફરજ અદા નહિં કરતા હોયતો તે હકીકત પોતાના જીલ્લાના ચુંટણી કરનારાઓ આગળ લાવી ભવિષ્યમાં એવા પ્રતિનિધિ ન મોકલાય તેની ખાસ સંભાળ રાખે, એ વિગેરે ચળવળ કરવાને આવી વાર્ડ કાઉંસીલો આ શેહેરમાં સ્થાપવાની જરૂર છે. તો તે તરફ પ્રજા ધ્યાન આપી પોતાનો સ્વાર્થ સારશેની ઉમેદ રાખું છું.

આ પ્રમાણે થવાથી નવા ઉમેદવારો કેળવાશે, લોકો પોતાની ફરજો તથા હકો જાણતા થશે અને મોટા શેહેરોમાં સ્થાનીક સ્વરાજયના વહીવટ સંબંધમાં કારોબારી મંડળ તરફથી અન્યાય થયાનું કહેવામાં આવે છે તે અન્યાય થતો અટકશે.

કાયદાઓ...

બાહારના જુદા જુદા દર... ...

સરખામણી કરી આપણે કેટલા પછાત છીએ ત... ... ... સુધારા વધારા ઘટાડા કરવા જરૂરનુ છે તે સંબંધી બીજા પ્રસંગે બોલવા ધારૂં છું તેથી અહીં આપણેઅટકીશું.

છેવટે દુનીઆમા પુર્વે નહીં સાભળેલ એવું માહાન યુદ્ધ હાલ યુરોપનો ખંગવાળી રહેલ છે તે યુદ્ધમાં બ્રીટીશ સરકાર તથા મીત્ર રાજ્યોને ફતેહ મેળવવામાં પરમાત્મા સાહાય થાઓ અને તે યુદ્ધનો જલદી અંત આવો એજ પ્રાર્થના !



---

આ ભાષણ તા. ૩૦-૧-૧૭ ના રોજ વાંચવામાં આવ્યું. અને રા. રા. કૃષ્ણલાલ નરસિંહલાલ દેશાઇ એમ. એ. એલ. એલ. બી. એ અમદાવાદ ખાડીઆમાં પ્રસિદ્ધ કર્યું.